❋ ખાલિદ નામી એક આરબ ઈથોપિયાના કાફઃ નામી વિસ્તારમાં એક દિવસ બકરીઓ ચરાવતા હતા. તેમણે જોયું કે, તેમની બકરીઓ એક ખાસ પ્રકારની જડીબુટ્ટી ખાધા પછી ચુસ્તી-સ્ફૂર્તિમાં આવી ગઈ હતી. એટલે તેમણે પેલા ઝાડના ફળને પાણીમાં નાંખી ઉકાળીને દુનિયાની પહેલી કોફી તૈયાર કરી. આ કોફી ઈથોપિયાથી યમન પહોંચી. જ્યાં સુફીવાદથી સંલગ્ન લોકો આખી રાત અલ્લાહપાકની ઈબાદત કરવા માટે તેને પીતા હતા. પંદરમી સદીમાં કોફી મક્કા મુકર્રમહ પહોંચી, ત્યાંથી તુર્કી. જ્યાંથી તે ઈ.સ. ૧૬૪૫માં વેનિસ (ઈટાલી) પહોંચી. ઈ.સ. ૧૬૫૦માં તેને ઈંગ્લેન્ડ લાવવામાં આવી. લાવનાર એક તુર્ક પાસ્કવા રોઝી ***(Pasqua Rosee)*** હતો, જેણે લંડન સ્ટ્રીટ ખાતે સર્વપ્રથમ કોફી શોપ ખોલી. અરબી શબ્દ ''કહવહ્'' તુર્કીમાં ''કહવે'' બની ગયો. જે ઈટાલીમાં ''કાફે'' અને અંગ્રેજીમાં ''કોફી'' બની ગયો.

❋ શતરંજ ભારતની રમત છે. પરંતુ જેવી રીતે તે આજકાલ રમવામાં આવે છે, એવી રીતે તે ઈરાનમાં વર્ષો પહેલાં રમવામાં આવતી હતી. ઈરાનથી તે સ્પેન પહોંચી અને ત્યાંથી દસમી સદીમાં યુરોપ. ફારસી શબ્દ ''શાહમાત'' અંગ્રેજીમાં ''ચેકમેટ'' બની ગયો. અને ''રખ'' કે ''રથ'' શબ્દ ''રૂક્'' બની ગયો. અર્થાત્ પાયદળ.

❋ બગીચાઓ સૌથી પહેલા મુસ્લિમોએ બનાવવાના શરૂ કર્યા હતા. અર્થાત્ એવી સુંદર જગ્યા, જ્યાં બેસીને માણસ ચિંતન-મનન કરી શકે. સ્પેનમાં શાહી બગીચાઓ અગિયારમી સદીમાં બનવા શરૂ થઈ ગયા હતા. કોર્નિશન અને ટુલિપના ફૂલ મુસ્લિમોના બગીચાઓની જ પેદાશ છે.

❋ અમેરિકાના રાઈટ બ્રધર્સથી એક હજાર વર્ષ પહેલાં સ્પેનના એક એન્જીનીયર અબ્બાસ બિન ફરનાંસે સૌથી પહેલાં હવામાં ઉડવાની કોશિશ કરી હતી. એક ઈતિહાસકાર મુજબ ઈ.સ. ૮૫૨માં તેણે કાર્દોબા (કુર્તુબા)ની જુમ્મા મસ્જીદના મિનારા પરથી છલાંગ લગાવી. જેથી તે પોતાના અવકાશી પોશાકને ચકાસી શકે. તેનો વિચાર એ હતો

કે તે પોતાના ગલાઈડર વડે પક્ષીઓની જેમ ઉડી શકશે. ૮૫૭માં તેણે ગલાઈડરથી મળતુ આવતું એક યંત્ર બનાવ્યું. જેના વડે તેણે કાર્દોબાના એક પર્વત પરથી ઉડવાની કોશિશ કરી. આ આકાશી યંત્ર તેણે રેશમ તથા ગરૂડના પરોથી તૈયાર કર્યું હતું. તે દસ મિનિટ સુધી હવામાં ઉડતો રહ્યો. પરંતુ ઉતરતી વખતે ‘‘ક્રેશ લેંડીંગ’’નો ભોગ બની ગયો. મતલબ કે, ઉતરતી વખતે તેને ઈજાઓ પહોંચી. કારણકે તેણે ગલાઈડરમાં ઉતરવા માટે પક્ષીઓની જેમ પૂંછડી બનાવી ન હતી.

***(Dictionary of Scientific Biography, Vol. 1, Page-5)***

❋ વિશ્વનો સૌથી પહેલો પ્લેનેટોરિયમ મુસ્લિમ સ્પેનના વૈજ્ઞાનિક અબ્બાસ બિન ફરનાસે કાર્દોબા ખાતે નવમી સદીમાં બનાવ્યો હતો. એ કાચનો હતો. તેમાં આકાશનું પ્રોજેક્શન એવી રીતે કરવામાં આવેલું, કે તારાઓ, ગ્રહો, આકાશગંગાઓ સિવાય કડાકા-ભડાકા પણ સંભળાતા હતા.

❋ પ્રાચીન ગ્રીક વૈજ્ઞાનિકોનો દૃષ્ટિકોણ એ હતો કે, માણસની આંખોમાંથી કિરણો (લેઝરની જેમ) બહાર નીકળે છે. જેના વડે આપણે વસ્તુઓ જોઈએ છીએ. વિશ્વનો પહેલો માણસ, જેણે આ દૃષ્ટિકોણનો વિરોધ કર્યો. તે દસમી સદીના મહાન મિસ્રી ગણિતજ્ઞ અને ભૌતિકશાસ્ત્રી ઈબ્નુલ હષીમ હતા. તેમણે જ વિશ્વના પ્રથમ પિનહોલ કેમેરાની શોધ કરી. તેમણે કહ્યું હતું કે, પ્રકાશ જે કાણાંમાંથી અંધારા ઓરડામાં પ્રવેશે છે, તે જેટલુ નાનું હશે, ચિત્ર એટલું જ બેહતર (શાર્પ) બનશે. તેમણે જ વિશ્વનો પહેલો કેમેરો ઓબ્સક્યુરા કેમેરો ***(Obscura Camera)*** તૈયાર કર્યો. કેમેરાનો શબ્દ કમરો (ઓરડો)થી બન્યો છે. જેનો અર્થ છે, ખાલી અથવા અંધારી કોટડી.

❋ વિશ્વની સૌથી પહેલી પવનચક્કી ઈરાનમાં સાતમી સદીમાં બનાવવામાં આવી હતી. વિશ્વવિખ્યાત ઈતિહાસકાર મસ્ઉદીએ પોતાની કૃતિમાં ઈરાનના સીસ્તાન રાજ્યને પવનવાળો તથા રેતાળ વિસ્તાર લખ્યો છે. વધુમાં તેમણે ઉમેર્યું છે કે, ‘‘પવનની શક્તિથી બગીચાઓ, વાડીઓ સુધી પાણી પહોંચાડવા માટે પંપ પવનચક્કી વડે ચલાવવામાં આવે છે.’’

❋ ખલીફા હારૂન રશીદ એક ઉચ્ચ બુધ્ધિ પ્રતિભા ધરાવતા એન્જી-નીયર હતા. સુએઝ નહેર ખોદવાનો સર્વપ્રથમ વિચાર તેમને જ આવ્યો હતો. જેથી રોમન સમુદ્ર તથા રાતા સમુદ્રને એકબીજા સાથે જોડી દેવામાં આવે. તેમણે બરાબર તે જ જગ્યાએ નહેર ખોદવા માટે વિચાર્યું, જ્યાં આજે સુએઝ કેનાલ મૌજૂદ છે.

❋ યુરોપથી સાતસો વર્ષ પહેલાં મુસ્લિમ જગતમાં ઘડિયાળનો સામાન્ય રીતે ઉપયોગ થતો હતો. ખલીફા હારૂન રશીદે પોતાના સમકાલીન ફ્રાંસના રાજા શાર્લીમાનને વોટર ક્લોક (ઘડિયાળ) ભેટ તરીકે મોકલી હતી. મુહમ્મદ બિન અલી ખુરાસાની (અસ્સાઅતી ૧૧૮૫) દીવાલ ઘડિયાળ બનાવવામાં નિપૂણ હતો. તેમણે દમાસ્કસના હિબ્રુન દરવાજામાં એક ઘડિયાળ બનાવી હતી. મુસ્લિમ સ્પેનના એન્જીનીયર અલમુરાદીએ એક વોટર ક્લોક બનાવી, જેમાં ગીયર અને બેલેન્સીંગ માટે પારાનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. મિસ્રના ઈબ્ને યૂનુસે ઘડિયાળની બનાવટ પર પુસ્તક લખ્યું. જેમાં મલ્ટીપલ ગીયર ટ્રેનની સ્પષ્ટતા ડાયાગ્રામ વડે કરવામાં આવી હતી. જર્મનીમાં ઘડિયાળો ઈ.સ. ૧૫૨૫ અને બ્રિટનમાં ૧૫૮૦ ઈ.સ.માં બનવાની શરૂઆત થઈ હતી.

❋ બીજગણિત (અલજીબ્રા) પર વિશ્વની પહેલી કિતાબ (પુસ્તક) ઈરાકના વિખ્યાત વૈજ્ઞાનિક અલ ખ્વારઝમીએ (ઈ.સ.૮૫૦)માં લખી હતી. તેમણે ૧-૯ અને શૂન્યના આંકડાઓ ૮૨૫ ઈ.સ.માં પોતાની મૂલ્યવાન કિતાબ ‘‘અલ જબ્રુ વલ મુકાબિલહ્’’માં રજૂ કર્યા હતા. સંખ્યા દર્શાવવા માટે પહેલાં શબ્દોનો ઉપયોગ થતો હતો. તે કિતાબના નામથી જ આ શાસ્ત્રને અંગ્રેજીમાં અલજીબ્રા કહેવામાં આવે છે. તેના ત્રણસો વર્ષ પછી ઈટાલિયન ગણિતજ્ઞ ફીબોનાચી ***(Fiboacci)*** પહેલી વખત યુરોપમાં બીજગણિતનો પરિચય કરાવ્યો હતો. અલખ્વારઝમી નામથી જ અલ્ગોરથમના શબ્દ ઉતરી આવ્યો છે. અર્થાત્ એવું વિજ્ઞાન, જેમાં નવ આંકડાઓ તથા શૂન્યથી હિસાબ કરવામાં આવે.

❋ અલખ્વારઝમી વિશ્વના પહેલા શોધનિબંધ લેખક છે. થયું એ કે તેમણે ગણિતશાસ્ત્ર પર એક શોધનિબંધ લખ્યો. અને બગદાદની સાયન્સ એકેડમીને મોકલી દીધો. એકેડમીના વૈજ્ઞાનિકોનું એક બોર્ડ બેઠું. જેણે આ નિબંધ વિશે તેમનાથી પ્રશ્નો કર્યા. ત્યાર પછી તેમને એકેડમીના સભ્ય બનાવી દેવામાં આવ્યા. યુનિવર્સિટીઓમાં પેપર્સ લખવાની આ રીત આજ સુધી પ્રચલિત છે.

❋ મિસ્રના વૈજ્ઞાનિક ઈબ્ને યૂનુસે (૧૦૦૯) પેંડોલમ દસમી સદીમાં શોધાયો હતો. આ શોધ દ્વારા સમયની માપણી પેંડોલમના આંદોલન વડે શરૂ થઈ. તેમની આ જબરદસ્ત શોધના આધારે અનેક મિકેનીકલ શોધો થઈ.

❋ ઈરાનના સંશોધક ઝકરિય્યા રાઝી (ઈ.સ.૯૨૦) વિશ્વના પહેલા રસાયણશાસ્ત્રી હતા. જેમણે સલ્ફ્યુરિક એસિડ તૈયાર કર્યો. જેને મોર્ડન કેમિસ્ટ્રીની પાયાની ઈંટ સમજવામાં આવે છે. તેમણે ઈથોનોલની પણ શોધ કરી અને તેનો ઉપયોગ દવામાં કર્યો. તેમણે રસાયણિક પદાર્થોનું વર્ગીકરણ (વૃધ્ધિપાત્ર અને બિનવૃધ્ધિપાત્ર) પણ કર્યું.

❋ ઝકરિય્યા રાઝી પહેલા ઓપ્ટોમીટરિસ્ટ હતા. જે પોતાની દીર્ઘદષ્ટિ તથા ઉંડા સંશોધનથી એ પરિણામે પહોંચ્યો કે આંખની કીકી પર પ્રકાશ પડવાથી તે પ્રતિક્રિયા આપે છે. રાઝીએ પોતાની મહાન કિતાબ ''અલહાવી''માં ''ગલાવકોમા''ની વિગતો પણ દર્શાવી.

❋ તેમણે શીતળા પર વિશ્વની સર્વપ્રથમ કૃતિ ''અલજદરી વલ જુસ્સહ'' લખી. જેમાં તેમણે શીતળા તથા ઓરી વચ્ચે તફાવત દર્શાવ્યો હતો.

❋ તેમણે સર્વપ્રથમ તબીબી સહાય (ફર્સ્ટ એડ)ની પધ્ધતિ ચાલુ કરી હતી. તેમણે શસ્ત્રક્રિયા માટે એક સાધન (કાપકૂપ માટે) બનાવ્યું હતું.

❋ તેમણે દવાઓના ચોક્કસ વજન માટે એક વૈજ્ઞાનિક ત્રાજવું શોધ્યું. આ એક એવું ત્રાજવું છે, જેનાથી નાનામાં નાનુ વજન જાણી શકાય છે. વૈજ્ઞાનિકોમાં આજે પણ તેનો ઉપયોગ થાય છે. આલ્કોહોલ પણ

રાઝીએ શોધ્યો હતો.

❋ મહાન તબીબ ઝકરિય્યા રાઝી પહેલા માનવી છે, જેમણે જંતુઓ ***(Bacteria)*** અને ચેપ ***(Infection)*** વચ્ચે સબંધ હોવાની જાણકારી મેળવી. જે તબીબી ઈતિહાસમાં એક માઈલસ્ટોનની હેસિયત ધરાવે છે. જ્યારે તેમનાથી પૂછવામાં આવ્યું કે, બગદાદમાં કઈ ઠેકાણે હોસ્પિટલ બાંધવામાં આવે ? તો તેમણે સૂચન કર્યું કે, જ્યાં હવામાં લટકેલુ માંસ સૌથી છેલ્લે ખરાબ થાય, તે જ ઠેકાણે હોસ્પિટલ બાંધવામાં આવે.

❋ રાઝીએ જ તબીબીશાસ્ત્રમાં આલ્કોહોલનો ઉપયોગ શરૂ કર્યો. તેમણે એલર્જી તથા ઈમ્યુનોલોજી (પ્રતિરક્ષાશાસ્ત્ર) પર વિશ્વની સર્વપ્રથમ પુસ્તિકા લખી. તેમણે એલર્જીક અસ્થમાની શોધ કરી. તેમણે જ Hay Feverની શોધ કરી.

❋ અબૂલહસન તબરી વિશ્વના પહેલા તબીબ છે. જેમણે ખુજલીના કીડાઓ ***(Haymite)*** શોધ્યા. કોપરનિક્સથી સદીઓ પૂર્વે સિરિયાના વૈજ્ઞાનિક અલાઉદ્દીન બિન શાતિરે ૧૩મી સદીમાં તે વૈજ્ઞાનિક નિરીક્ષણનો ઘટસ્ફોટ કર્યો હતો કે, સૂર્ય ભલે આંખોથી અદશ્ય થઈ જાય છે, પરંતુ તે છતાં જમીન સૂર્યની આસપાસ ફરે છે. ખગોળશાસ્ત્રમાં ઈબ્ને શાતિરની અનેક શોધોનું શ્રેય પશ્ચિમી વૈજ્ઞાનિકોને આપવામાં આવે છે. દા.ત. ગ્રહોની પ્રદક્ષિણા વિશે પણ સૌથી પહેલાં દાવો ઈબ્ને શાતિરે કર્યો હતો. પરંતુ તેની ક્રેડિટ કેપ્લરને આપવામાં આવે છે.

❋ એસ્ટ્રોલેબ વેધયંત્ર (તારાઓ શોધવા)ની શોધ જો કે ગ્રીસમાં થઈ હતી, પરંતુ તેનો સૌથી વધારે ઉપયોગ તથા તેમાં મૂલ્યવાન વધારાઓ સૌથી વધારે મુસ્લિમોએ કર્યા. મુસ્લિમોએ અનેક જાતના વેધયંત્રો બનાવ્યા. જે હજાર વર્ષ પસાર થયા પછી પણ આજ સુધી બ્રિટન, અમેરિકા અને બીજા પશ્ચિમી દેશોના મ્યુઝિયમોમાં સુરક્ષિત છે. લાહોરમાં જે વેધયંત્ર બનાવવામાં આવ્યું, તે શિકાગોના એડલર મ્યુઝિયમમાં છે. વેધયંત્ર તારાઓને

શોધવા માટે તથા તેમનું સ્થાન નક્કી કરવા માટેનું સાધન છે. તેના વડે લોકો રણ અથવા સમુદ્રમાં માર્ગ શોધતા હતા. તેમજ તેના દ્વારા સૂર્યોદય તથા સૂર્યાસ્તના સમયની જાણકારી પણ મેળવવામાં આવતી હતી. વિશ્વવિખ્યાત એસ્ટ્રોનોમર અબ્દુર્રહમાન સૂફીએ દસમી સદીમાં વેધયંત્રના એક હજાર ફાયદાઓ ગણાવ્યા હતા.

❋ નેત્રવિદ્યા પર વિશ્વના સર્વ પ્રથમ તથા મહાન કૃતિ 'કિતાબુલ મનાઝિર' ઈબ્નુલ હયષમે લખી હતી. ***(Age of faith by will Durant)*** ગોળ તથા વલયાકાર ***(Spherical/Parabolic)*** અરીસાઓ વિશે તેનું સંશોધન પણ તેમનું શાનદાર કારનામુ છે. તેમણે લેન્સના મેગ્નિફાઈંગ પાવરની પણ છણાવટ કરી હતી. તેમણે પોતાના સંઘાડા પર વક્રાકારના અરીસાઓ બનાવ્યા. બહિર્ગોળ લેન્સ ***(Convex lense)*** પર તેમના સંશોધન તથા પ્રયોગોથી જ યુરોપમાં માઈક્રોસ્કોપ અને ટેલિસ્કોપની શોધ શક્ય બની હતી. ઈબ્નુલ હયષમે અંતર્ગોળ દર્પણ ***(Concave Mirror)*** પર એક બિંદુ જાણવાની રીત શોધી, જેનાથી ચશ્માના કાચ શોધાયા હતા.

❋ ઈબ્નુલ હયષમે આંખોના વિવિધ ભાગોની સમજૂતી માટે ડાયોગ્રામ બનાવ્યા. અને તેની ટેકનીકલ પરિભાષાઓ શોધી. જેવી રીતે રેટિના ***(Ratina)***, કેટારેક્ટ ***(Cataract)***, કોરનિયા ***(Cornea)*** જે આ જ સુધી વપરાય છે. આંખની વચ્ચે ઉપસેલા ભાગ (કીકી)ને તેમણે લેન્સ કહ્યો. જે મસૂરની દાળ જેવો હોય છે. લેટિનમાં મસૂરની દાળને લીન્ટીલ કહેવામાં આવે છે. જે ત્યાર પછી લેન્સ બની ગયો.

ઈબ્નુલ હયષમે જડત્વનો નિયમ ***(Law of Inertia)*** શોધ્યો. જે ત્યાર પછી ન્યુટનના ફર્સ્ટ લો ઓફ મોશનનો ભોગ બન્યો. તેણે કહ્યું કે, જો પ્રકાશ કોઈ માધ્યમમાંથી પસાર થઈ રહ્યો હોય તો તે એવો માર્ગ અપનાવે છે, જે સરળ હોવાની સાથોસાથ ઝડપી પણ હોય. આ જ નિયમ સદીઓ પછી ફ્રેંચ વૈજ્ઞાનિક ફર્મેટે શોધ્યો હતો. *(અરમાન ઔર હકીકત : અબ્દુસ્સલામ, પૃ.૨૮૩)* તે પહેલો માણસ છે, જેણે કહ્યું કે પ્રકાશમાં એક જાતની ગરમી

હોય છે. સૂર્યના કિરણોમાં પ્રકાશ તથા ઉષ્ણતાનું એક સાથે હોવું આ વાતની સાબિતી છે.

❋ તબીબોના રજીસ્ટ્રેશનનું કાર્ય સિનાન બિન ષાબિતે ૯૪૩ ઈ.સ.માં બગદાદ ખાતે શરૂ કર્યું હતું. તેણે આદેશ આપ્યો કે, દેશના તમામ તબીબોની ગણત્રી કરવામાં આવે અને પછી તેમની પરીક્ષા લેવામાં આવે. સફળ થવાવાળા ૮૦૦ તબીબોને સરકારે રજીસ્ટર્ડ કરી લીધા. અને પ્રેક્ટિસ માટે સરકારી પ્રમાણપત્ર આપ્યા. દવાખાનું ચલાવવા માટે લાયસન્સ આપવાની વ્યવસ્થા પણ તેણે જ સ્થાપી. જોત-જોતામાં આખી દુનિયામાં ડિપ્લોમા આપવાનો અને રજીસ્ટ્રેશનનો સિલસિલો શરૂ થઈ ગયો. જે આજ સુધી ચાલુ છે.

❋ આકાશ દર્શનમાં નિપૂણ મુહમ્મદ બિન જાબિર તબાનીએ ૯૨૯ ઈ.સ.માં એક વર્ષની અવધિ વિશે જાણકારી મેળવી. જે ૩૬૫ દિવસ, ૫ કલાક, ૨૪ સેકન્ડ હતી. તેણે સૂર્યની ધરિનું પણ જ્ઞાન મેળવ્યુ હતું.

❋ અબ્દુર્રહમાન સૂફી (૯૦૩-૯૮૬ ઈરાન) પહેલો વિશ્વસ્તરીય ખગોળ-વેત્તા હતો. જેણે ઈ.સ.૯૬૪ માં ઍંડ્રોમેડા ગેલેકસીઓ ***(Andromeda Galaxy M31)*** શોધી હતી. આપણી સૂર્યમાળાની બહાર બીજુ કોઈ તારામંડળ હોવાનો એ પહેલાં લેખિત પુરાવો હતો. જેનો ઉલ્લેખ તેણે પોતાની કૃતિ ‘‘અલ કવાકિબુસ્સાબિત’’ અર્થાત્ ‘‘સ્થિર તારાઓનું પુસ્તક’’માં કર્યો. આ જ આકાશગંગા ૭૦૦ વર્ષ પછી જર્મન ખગોળશાસ્ત્રી સાયમને ડિસેમ્બર ૧૬૧૨માં ટેલિસ્કોપ વડે શોધી હતી.

❋ તબીબશાસ્ત્રની સન્માનનીય હસ્તી બૂઅલી સીના (૧૦૩૭)એ સર્વપ્રથમ ક્ષયરોગ (ટી.બી.)નું ચેપી હોવુ શોધ્યુ હતું. તેમણે પાણીથી રોગો ફેલાવાનો પણ ઉલ્લેખ કર્યો. તેમણે વિશ્વવિખ્યાત કૃતિ ‘‘અલ કાનૂન’’માં ઘટસ્ફોટ કર્યો કે પાણીની અંદર અત્યંત સુક્ષ્મ જંતુ (માઈક્રોબ) હોય છે. જે માણસને બીમાર પાડી દે છે. તેમણે દર્દીને બેહોશ કરવા મટો અફીણ આપવાની વાત કરી. તેમણે તબીબશાસ્ત્રમાં શારીરિક બાબતો સહિત

મનોવૈજ્ઞાનિક બાબતોનો પણ સમાવેશ કર્યો. અને દવાઓ વગર દર્દીઓનો માનસિક ઈલાજ કર્યો. તેમણે દર્શાવ્યું કે, ડાયાબિટીસના દર્દીનો પેશાબ મીઠો હોય છે. તેમણે સર્વપ્રથમ એવો ઉલ્લેખ કર્યો કે, આલ્કોહોલ ''એન્ટી સ્પેટિક'' હોય છે. તેમણે હર્નિયાના ઓપરેશનની રીત બતાવી. તેમણે બ્રેઈન ટ્યુમર અને પેટના અલ્સરનો ઉપયોગ કર્યો. તેમણે ઘટસ્ફોટ કર્યો કે, પાચનતંત્રની શરૂઆત મોઢાની લાળથી થાય છે.

ભૌતિકશાસ્ત્રમાં ઈબ્નેસીના પહેલા માણસ હતા, જેમણે પ્રાયોગિક જ્ઞાન (અનુભવ)ને સૌથી વિશ્વાસપાત્ર સમજ્યું. તે પહેલા ભૌતિકશાસ્ત્રી હતા, જેમણે કહ્યું કે, પ્રકાશની ઝડપ અસીમ નથી, બલ્કે તેની એક નિર્ધારિત ઝડપ છે. તેમણે શુક્ર ગ્રહને કોઈપણ દૂરદર્શક યંત્રની મદદ વગર નરી આંખે જોયો હતો. તેમણે આંખની ફિઝિયોલોજી, એનાટોમી અને થિયરી ઓફ વિઝન વર્ણવી. તેમણે આંખના અંદરની બની નસો તથા સ્નાયુઓની વિગતો જણાવી. તેણે દર્શાવ્યું કે, દરિયા તથા પર્વતો કેવી રીતે આકાર પામે છે. સમુદ્રના મૃત જાનવરોના હાડકાઓ પથ્થર કેવી રીતે બની જતા હોય છે.

❋ મુસ્લિમો માટે સફાઈ અડધું ઈમાન છે. સાબુ મુસ્લિમોએ જ શોધ્યો હતો. જેના માટે તેઓએ વનસ્પતિના તેલને સોડિયમ હાઈડ્રો ઓક્સાઈડમાં ભેળવીને સાબુ તૈયાર કર્યો હતો. યુરોપના ખ્રિસ્તી સિપાહી જ્યારે જેરૂસ્લેમ આવ્યા ત્યારે સ્થાનિક આરબોને તેમના અંદરથી સખત દુર્ગંધ આવતી હતી. કારણકે આજના વિકસીત અંગ્રેજો તે વખતે સ્નાન કરતા ન હતા. બ્રિટનમાં શેમ્પુનો પરિચય એક તુર્કી મુસલમાને કરાવ્યો. જ્યારે તેણે ઈ.સ.૧૭૫૯માં બ્રાઈટનના કાંઠે *"Mahomeds Indian vapour bath"*ના નામથી દુકાન ખોલી. ત્યાર પછી આ મુસલમાન રાજા જ્યોર્જ પાંચમા અને વિલિયમ પાંચમાનો શેમ્પુ સર્જન નિયુક્ત થયો હતો. રાણી વિક્ટોરિયા સ્નાન કરવાથી અચકાતી હતી, એટલે તે સુગંધ બહુ વાપરતી હતી.

❋ અર્ક કાઢવાની પધ્ધતિ નવમી સદીના મહાન રસાયણશાસ્ત્રી જાબિર બિન હય્યાને કૂફા ખાતે શોધી હતી. જાબિરે રસાયણક્ષેત્રે વપરાતા ઘણા

સાધનો તથા પરિબળો પણ શોધ્યા હતા. દા.ત. ***Filtration-Liquefact-Crytallisation & Distillation, Oxidisation Evaporation.*** તેણે સલ્ફયુરિક એસિડ અને નાઈટ્રીટ એસિડની શોધ કરી. તેને આધુનિક રસાયણશાસ્ત્રનો ભિષ્મ પિતામહ માનવામાં આવે છે.

❋ પશ્ચિમી દેશોની હોસ્પીટલોમાં શસ્ત્રક્રિયાના સાધનો અદ્દલ તે જ છે, જે દસમી સદીના મહાન સ્પેનિશ સર્જન અબુલકાસિમ ઝહરાવી (૧૦૧૩ ઈ.સ.)એ શોધ્યા હતા. તેણે બસોથી વધારે શસ્ત્રક્રિયાના સાધનો બનાવ્યા હતા. જેમાંથી કેટલાકના નામો આ છે : ***Bone, Scalpels finescissors for eye surgery, foceps saws.*** તે પહેલો સર્જન હતો, જેણે કહ્યું કે ઘોડાના આંતરડા-ઓથી બનેલા ટાંકાઓ કુદરતી રીતે શરીરમાં ઓગળી જાય છે. આ શોધ તેણે ત્યારે કરી, જ્યારે તેના ઉદના તાર ***(String)*** વાંદરો હડપ કરી ગયો. તેણે દવાઓના કેપ્સુલ ઘોડાના આંતરડાઓથી જ બનાવ્યા હતા. *(મુસલમાનોકે સાયન્સી કારનામે, ઝકરિય્યા વર્ક, પૃ.૪૭)*

❋ મુસ્લિમ તબીબોએ અફીણ તથા આલ્કોહોલનો બેભાન કરવાની દવા તરીકે ઉપયોગ કર્યો હતો. મુસ્લિમોએ મોતિયાના ઓપરેશન માટે પોલી સોય ***Hollow needles*** શોધી, જે આજે પણ વપરાય છે.

❋ પવનચક્કી જે આજે યુરોપ તથા અમેરિકામાં આટલી લોકપ્રિય છે, અને જેના વડે પ્રાકૃતિક રીતે વીજળી પેદા કરવામાં આવે છે. એ સૌથી પહેલાં ૬૩૪ ઈ.સ.માં ઈરાન ખાતે બનાવવામાં આવી હતી. તેના વડે મક્કાઈ દળવામાં આવતી, સિંચાઈ માટે પાણી કાઢવામાં આવતુ હતું. અરબ પ્રદેશમાં જ્યારે નદી-નાળા સૂકાય જતા ત્યારે માત્ર પવન જ રહી જતો, જે એક દિશામાંથી મહિનાઓ સુધી ચાલતો રહેતો હતો. ઈરાની પવનચક્કીમાં ૬ અથવા ૧૨ કપડાંના બનેલા પંખાઓ લાગેલા રહેતા. યુરોપમાં પવનચક્કી પાંચસો વર્ષ પછી જોવામાં આવી.

❋ વિશ્વના પહેલા રસાયણશાસ્ત્રી કૂફા (ઈરાક)ના જાબિર બિન હય્યાન હતા. જેમણે નેટ્રીક એસિડ બનાવ્યો. તેમણે નવસાર (નોશાદર) અને ગંધકની

મદદથી નેટ્રીક સિવાય ગંધકનો એસિડ પણ તૈયાર કર્યો. અર્ક કાઢવાની તથા ફિલ્ટર કરવાની રીતો તેમની શોધ છે.

❋ ઈસ્હાક કન્દી (૮૬૬ ઈ.સ.) સર્વપ્રથમ ફ્રીક્યુન્સી એનાલિસીસ ***(Frequency Analysis)***ની શરૂઆત કરી. જેનાથી આધુનિક ક્રિપટોલોજી ***(Cryptology)***નો પાયો નંખાયો હતો. તેણે સર્વપ્રથમ પદ્ધતિસરની વેધ શાળાકીય વ્યવસ્થા સ્થાપી હતી.

❋ અલી બિન નાફિઅ (૮૫૭) નવમી સદીમાં ઈરાકથી હિજરત કરી મુસ્લિમ સ્પેન આવ્યા હતા. અહીં આવી તેમણે ઘણી બધી નવી ચીજો પ્રચલિત કરી. દા.ત. તેમણે ભોજનમાં ત્રણ વસ્તુઓ પ્રચલિત કરી. પહેલાં સૂપ, ત્યાર પછી માંસ-મચ્છી અને છેલ્લે ફ્રુટસ કે ડ્રાયફ્રુટસ. પીણાંઓ માટે તેમણે ક્રિસ્ટલ (સ્ફટિક) ગ્લાસનો ઉપયોગ શરૂ કર્યો. તેમણે ખાવાની મેજ પર કપડું પાથરવાની પ્રથા શરૂ કરી. તેમણે સ્પેનમાં શતરંજ તથા પોલોની રમત શરૂ કરી. તેમણે ચામડાનું ફર્નિચર બનાવ્યું. તેમણે ભોજનની આચારસંહિતાનો પ્રસાર કર્યો. તેમણે જ પર્ફયુમ, કોસ્મેટિકસ, ટૂથપેસ્ટ અને ટૂથબ્રશની શરૂઆત કરી. તેમણે કાર્દોબા ખાતે બ્યુટી સલૂન ખોલ્યો. તેમણે ઉનાળામાં સફેદ વસ્ત્રો અને શિયાળામાં રંગીન વસ્ત્રો પહેરવાનું કહ્યું. અને તેના માટે તારીખો પણ નક્કી કરી.

❋ જાજમ સર્વપ્રથમ મુસ્લિમોએ બનાવવાની શરૂઆત કરી હતી. મુસ્લિમોની જાજમ બનાવવાની રીત બહુ ઉચ્ચ પ્રકારની હતી. મુસ્લિમો આ જાજમ ફર્શ પર પાથરતા હતા. જ્યારે યુરોપમાં લોકોના ઘરોમાં ફર્શ છાણ-માટીના હતા.

## વૈજ્ઞાનિક પ્રગતિમાં સૌથી મોટો અવરોધક શિર્ક :

વૈજ્ઞાનિક પ્રગતિ પૂર્વે ગ્રીકમાં પૃથ્વી અને સૂર્યના ભ્રમણ વિશે મતભેદ હતા. મહાન ફિલોસોફર અરસ્તારકસ (પ્લૂટો) માનતા હતા કે, પૃથ્વી સૂર્યની ચોતરફ ભ્રમણ કરે છે. બીજા ફિલોસોફર ટોલમી સૂર્યભ્રમણને માનતા હતા. પહેલી માન્યતા પ્રમાણે પૃથ્વી ગોળ અને બીજી માન્યતા પ્રમાણે

સપાટ હતી. કોન્સ્ટોન્ટીનોપલ રાજાના ઈસાઈ ધર્મ અંગિકાર કરવાથી ખ્રિસ્તીઓનું યૂરોપમાં સામ્રાજ્ય વધ્યું, તો એમણે સૂર્યના ભ્રમણ કરવાની માન્યતાને બળપૂર્વક ફેલાવી. તેનું કારણ એ હતું કે, ખ્રિસ્તીઓએ હઝરત ઈસા અલૈહિસ્સલામને (નઉઝુબિલ્લાહ) ખુદા માન્યા હતા. તેમની માન્યતા પ્રમાણે પૃથ્વીને ખુદાની જન્મભૂમિ હોવાને પવિત્રતા પ્રાપ્ત હતી. જેથી તે ગ્રહ બીજા ગ્રહના તાબે કેવી રીતે થઈ શકે ? પૃથ્વીને આ પ્રમાણે પવિત્ર માનવાને કારણે આ વિષય ઉપર રિસર્ચનું કામ પ્રગતિ કરી શક્યું નહિં.

મુશ્રિક ધર્મો અને સાયન્સ વચ્ચે વૈમનસ્ય અને ટકરાવની વધુ માહિતિ અને ચોંકાવનારી વિગતો અમેરિકી લેખક મિસ્ટર ડ્રેપરના પુસ્તક **"Conflcit Between Science and Religion"**માં જોઈ શકાય છે.

ત્યાર બાદ મુસ્લિમ શાસનના અબ્બાસીયુગમાં ખલીફા મામૂન રશીદના સમયમાં બયતુલ્હિકમત (વૈજ્ઞાનિક એકેડમી) સ્થપાઈ. જેમાં જગતના બધા જ દેશોના પ્રખ્યાત વૈજ્ઞાનિકો, ફિલોસોફરો વગેરેના પુસ્તકોનું અરબી ભાષામાં ભાષાંતર કરવામાં આવ્યું. મુસ્લિમોએ આ વિષયોમાં દિલચસ્પી લેવાની શરૂ કરી. તેમને (કુફ્ર-શિર્કની માન્યતાથી આઝાદ હોવાને લઈ) પૃથ્વીના ભ્રમણ કરવાની માન્યતા હકીકતથી વધુ નજીક લાગી, તો ખલીફા મામૂન રશીદે ભૂગોળ અને ખગોળવિદ્યાના પ્રખર વિદ્વાનોને આદેશ આપ્યો કે, તે પૃથ્વીને ગોળ સમજી તેનો ઘેરાવ નક્કી કરે. તેના માટે સંજાર ***(Palmyra)*** સ્થળે આવેલા એક ખુલ્લા મેદાનમાં તે સમયના વૈજ્ઞાનિક સાધનો દ્વારા પ્રયોગ કરવામાં આવ્યો. ત્યાર બાદ આ જ પ્રયોગ કૂફા (ઈરાક)માં પણ કરવામાં આવ્યો અને તેનું ચોક્કસ પરિણામ આવ્યું.

વિજ્ઞાન સરળ શબ્દોમાં પ્રાકૃતિક અધ્યયનનું નામ છે. માનવીએ જ્યારનો ધરતી પર વસવાટનો પ્રારંભ કર્યો, ત્યારથી જ ધરતી આકાશ વગેરે તેની સમક્ષ કુદરતી રચના સ્વરૂપે પોતાના વાંચન માટે ખુલ્લા પુસ્તક સમાન છે. છતાં ક્યા કારણો છે, જે વિજ્ઞાનની પ્રગતિમાં અવરોધરૂપ બન્યા ? આનું મુખ્ય કારણ શિર્ક અને પ્રાચીનકાળનો એકેશ્વરવાદ છે.

શિર્ક રૂકાવટ હતો, કે માનવી નેચરનું વાંચન કરી તેની શક્તિને પામી પોતાના લાભ માટે તેને વાપરે.

ધરતીથી લઈ આકાશ સુધી જે વસ્તુ સાથે નફા-નુકસાનનો સબંધ લાગ્યો, માનવીએ તેની પૂજા કરવાનું શરૂ કર્યું. આ પૂજા ઈસ્લામથી પહેલાં દરેક યુગમાં પોતાના વર્ચસ્વ સાથે કાયમ રહી.

પ્રો. આર્નલ્ડ ટોઈનબી આ વાતનો સ્વિકાર કરે છે કે, સૃષ્ટિ-પૂજાના યુગનો સૌપ્રથમ અંત લાવી એકેશ્વરવાદની માન્યતાએ માનવીને આ બુધ્ધિ અર્પણ કરી કે, સૃષ્ટિ એ સર્જક નથી, બલ્કે ફક્ત એક મહાન સર્જકની રચના છે. તે પૂજવા માટે નહીં, બલ્કે માનવીના લાભ માટે સર્જવામાં આવી છે.

એકેશ્વરવાદની માન્યતા દરેક યુગમાં આવનાર અલ્લાહપાકના નબી-ઓએ માનવી સુધી પહોંચાડી, પરંતુ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પહેલાં કોઈપણ યુગ એવો નથી આવ્યો, જેમાં આટલો મોટો જનસમૂદાય એકેશ્વરવાદને માની લે. અને તેના સિધ્ધાંતો ઉપર માનવ-સમાજમાં જબરદસ્ત ક્રાંતિ લાવે. આ જ કારણસર માનવી તૌહીદના વાસ્તવિક ફળનો ઈસ્લામ પહેલા સ્વાદ મેળવી શક્યો નહીં. આગલા પયગમ્બરોના અનુયાયીઓ તેમના લાવેલ એકેશ્વરવાદને સાચવી ન શક્યા. જેમકે હઝરત ઈસા (અલયહિસ્સલામ)એ નિર્મલ અને શુદ્ધ એકેશ્વરવાદનું શિક્ષણ આપ્યું, પરંતુ આપના અનુયાયીઓએ સમય જતાં આપને જ ખુદા (સર્જક) સમજવા માંડયા. આ શિર્ક અને અનેકેશ્વરવાદની માન્યતાઓ વિભિન્ન કારણોસર વિજ્ઞાનની પ્રગતિમાં આડરૂપ બની.

સરવરે કાએનાત, ફખ્રે મવજુદાત, ખાતિમુલ અંબિયા, સરદારે દો જહાં હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને પોતાની પધરામણીનું એક કારણ એ પણ જણાવ્યું હતું કે, **"બુઈસ્તુ મુઅલ્લિમન"** હું તો શિક્ષક બનાવીને મોકલવામાં આવ્યો છું. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જગતની હકીકત બયાન કરતાં ફરમાવ્યું હતું કે, **"અદ્ દુનિયા ખુલિક્ત-લકુમ વ અન્નકુમ ખુલિક્તુમ લિલ આખિરહ"** આખી દુનિયા તમારા

માટે જ બનાવવામાં આવી છે. (એનાથી જેટલો લાભ ઉઠાવવા ચાહો, તે શરઈ સીમામાં રહીને ઉઠાવી શકો છો.) અને તમને આખિરત માટે પેદા કરવામાં આવ્યા છે. ઈસ્લામમાં સંસાર ત્યાગને કોઈ ખૂબીની વાત ગણવામાં નથી આવી.

દુનિયાના બીજા ધર્મોમાં સન્યાસ લેવાની પ્રેરણા આપવામાં આવી છે. સૌથી પૌરાણિક ગણાતા હિન્દુ ધર્મમાં જીવનના અંતિમ કાળમાં પત્નિ, બાળકો, સગાં-સ્નેહીઓ અને દુનિયાની બધી જ મોહ-માયાને ત્યજીને-તરછોડીને વનવાસ અપનાવવાનો ધાર્મિક આદેશ છે. જેને ''વાનપ્રસ્થ આશ્રમ'' કહેવામાં આવે છે. તેથી હિન્દુ ઋષીમુનિઓ, સાધુ-સંતો આજના આધુનિક કાળમાં પણ સાંસારિક જીવનને ત્યજીને જંગલોમાં, પર્વતોની ગુફાઓમાં એકલવાયું જીવન વિતાવે છે. ઘોર તપશ્ચર્યા કરીને ''મોક્ષ'' મેળવવાની આકરી મહેનત કરે છે. જૈન અને બૌધ્ધ ધર્મમાં પણ જગતની બધી જ સુખ-સાહ્યબીનો ત્યાગ કરીને સન્યાસ લેવાની આગવી મહિમા છે. તેથી જ જૈન મુનીઓ એટલી હદ સુધી દુનિયાનો ત્યાગ કરે છે કે, પગમાં પગરખાં પહેરવાને પણ યોગ્ય નથી સમજતા !

ઈસ્લામ પહેલાંના આકાશી મઝહબ ખ્રિસ્તી ધર્મની તો બુનિયાદ જ દુનિયાથી અલિપ્ત રહેવા પર મૂકવામાં આવી હતી. જે વ્યક્તિ જેટલો દુનિયાથી દૂર રહેતો, એટલો જ ધાર્મિક માનવામાં આવતો હતો. તેથી જ એક સમયમાં પાદરીઓનું વર્ચસ્વ લોકો પર એટલું વધી ગયું હતું કે, એ સમયના બાદશાહોનું પણ ચર્ચના પાદરીઓ આગળ કંઈ જ ચાલતું ન હતું. ધાર્મિક વડાઓ જે કંઈ આદેશ આપતા, એનું પાલન દરેક માટે અનિવાર્ય હતું. એ સમયમાં વિજ્ઞાનની કાંઈ પણ વાત કરવી, એ ધર્મના વિરૂધ્ધ ગણાતું. તેથી જ એ સમયના મહાન વૈજ્ઞાનિકો ગેલેલિયો, ન્યુટન, આઈનસ્ટાઈન વગેરેને સાયન્સની નવી-નવી શોધના દાવા કરવા બદલ પાદરીઓના પ્રકોપનો ભોગ બનવુ પડતું હતું. કેટલાકે તો વૈજ્ઞાનિક શોધની જાહેરાત કરવાના ગુનાહિત કાર્યના લીધે મૃત્યુને ગળે લગાડવું પડયું હતું !

પરંતુ ઈસ્લામ જ એક એવો સાચો મઝહબ છે, કે જેણે દુનિયાની બધી જ જાઈઝ વસ્તુઓથી ભરપૂર લાભ ઉઠાવવા પ્રેરણા આપી છે. દુનિયાને ત્યાગવાની મનાઈ કરી છે. **“લા રહબાનિયત ફિલ ઇસ્લામ”** ઈસ્લામમાં રહબાનિયત (સન્યાસ) જાઈઝ નથી. દુનિયા તો મનુષ્યજાતના લાભ અને સેવા માટે જ પેદા કરવામાં આવી છે. બલ્કે દુનિયા અને આખિરત બન્નેની ભલાઈ અલ્લાહ તઆલાથી માંગવાનો આદેશ કુર્આને મજીદમાં મૌજૂદ છે. **(રબ્બના આતિના ફિદ્ દુન્યા હસનહ, વફિલ આખિરતિ હસનહ...)** ખ્રિસ્તીઓ અને બીજા ધર્મોની દુનિયા ત્યાગવાની નીતિનું ખંડન કરતાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દુનિયામાં રહીને જ દુનિયાની વસ્તુઓનો ઉપયોગ કરતાં-કરતાં એ દુનિયાની વસ્તુઓના સર્જનહારનો આભાર અને ઈબાદત કરવાનો આદેશ આપ્યો છે.

હઝરત મૂફતી શફીઅ સા. (રહ.) ફરમાવે છે કે, ‘‘માનવીએ વિચારવું જોઈએ કે, અલ્લાહ તઆલાએ આટલુ મોટું-પહોળુ આકાશ (કોઈપણ ટેકા કે સ્તંભ-પિલર વગર) બનાવ્યું. એમાં સૂર્ય, ચંદ્ર, તારલાઓ અને બીજા ગ્રહો બનાવ્યા. જેમની ભ્રમણ ગતિ અને સમયમાં એક પળનો પણ વધારો-ઘટાડો નથી થતો, ન તો એમાં ભાંગફોડ થાય છે, ન તો એમને ક્યારેય વર્કશોપમાં મોકલવાની જરૂર પડે છે, ન તો ગ્રીસ કે ઓઈલ લગાડવું પડે છે ! તેઓ હજ્જારો વર્ષોથી પોતાની ધરી ઉપર એકધારી રીતે ભ્રમણ કરી રહ્યા છે ! એ જ પ્રમાણે પૃથ્વીનો ગોળો, એની અંદરની નદીઓ, સમુદ્રો, પર્વતો, વૃક્ષો-જંગલો, પશુ-પક્ષીઓ વગેરે, ધરતીના પેટાળમાં ઘરબાએલા ખનીજતત્વો, ધાતુઓ, ધરતી અને આકાશ વચ્ચે ચાલતી હવા, એમાં પેદા થતી વિજળી અને વર્ષા, એનું વ્યવસ્થિત આયોજન એ બધુ જ માનવીઓએ વિચારવા-અધ્યયન કરવાની બાબત છે.’’ *(મઆરિફુલ કુર્આન)*

અલ્લાહપાકે મનુષ્યને બુધ્ધિ જેવી મહાન નેઅમત એટલા માટે જ અર્પી છે કે, એના સદ્ઉપયોગથી એ પોતાનું જીવન સુખમય બનાવે અને બીજાઓને પણ લાભ પહોંચાડે.



## ❋ કુર્આન શરીફના મુખ્ય વિષયો ❋

કુર્આન શરીફના બુન્યાદી વિષયોને ઉલમાએ કિરામે વિવિધ અંદાજમાં રજૂ કર્યા છે. અમૂકના કથન પ્રમાણે તે મુખ્યત્વે ચાર વિષયોમાં વહેંચાયેલા છે. કુર્આન શરીફની દરેક આયત આ ચાર વિષયોમાંથી કોઈ એક વિષયના અનુસંધાનમાં આવે છે. (૧) અકાઈદ (માન્યતાઓ), (૨) અહકામ (જીવનના બધા જ ક્ષેત્રોને લગતા હુકમો-કરવાના કામો, ન કરવાના કામો), (૩) કિસ્સાઓ, (૪) ઉદાહરણો.

શાહ વલીયુલ્લાહ (રહ.)ના અંદાજ પ્રમાણે કુલ પાંચ વિષયો છે. જેમને ''તઝકીર'' યાદ અપાવવાના સુંદર નામથી આપે રજૂ કર્યા છે. તેમાં (૧) અકીદા, (૨) અહકામ, (૩) અલ્લાહપાકની નેઅમતોનું વર્ણન, (૪) નબીઓ અને તેમની કૌમોના કિસ્સાઓનું વર્ણન, (૫) મૃત્યુ બાદના જીવન વિશે યાદી અપાવવી, વગેરેનો સમાવેશ થાય છે.

### (૧) અકાઈદ (માન્યતાઓ) હકારાત્મક દલીલો :

કુર્આને પાકનો ઝિણવટપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો જણાય આવશે કે તેમાં વિચાર તથા આચાર બન્નેવ વિશે વાત કરવામાં આવી છે.

મુખ્યત્વે ત્રણ વિચાર કુર્આન શરીફ રજૂ કરે છે :

(૧) તૌહીદ
(૨) રિસાલત
(૩) પારલૌકિક જીવન (આખિરત)નો વિચાર.

તૌહીદ—એકેશ્વરવાદનો અર્થ છે : માનવી કણકણને એક અલ્લાહ તઆલાનું સર્જન સમજે અને એકમાત્ર અલ્લાહપાકની ઈબાદત કરે, તેને જ ચાહે, તેનો જ ડર રાખે, તેનાથી જ માંગે અને મનમાં એવો વિશ્વાસ રાખે કે બધું જ તેના હાથમાં છે. તેના સિવાય કોઈ કશું કરી શકવા સમર્થ નથી.

રિસાલતનો મતલબ એ છે કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને અંતિમ નબી તથા આપથી પહેલાં આવેલા તમામ પયગમ્બરોને સાચા પયગમ્બર સમજે. જેને તેઓ સત્ય કહે છે, તેને સત્ય સમજે અને જેને તે પૈગમ્બરો અસત્ય ઠરાવે છે, તેને અસત્ય ઠરાવે.

આખિરત—પારલૌકિકની જીંદગીનો મતલબ એ છે કે માણસ મર્યા પછી એક એવા જીવનમાં શ્રધ્ધા ધરાવે જે અનંત (હંમેશનું) છે. અને ત્યાં પ્રત્યેક શખ્સને તેના કર્મોનો બદલો ચૂકવવામાં આવશે. તે કર્મો જે તેણે વર્તમાન જીવનમાં કર્યા છે. જો તેણે સદ્કાર્યો કર્યા હશે, તો તે જન્નતની કાયમી નેઅમતોમાં રહેશે, અને જો તેણે બૂરા કર્મો કર્યા હશે, તો તે નર્ક (જહન્નમ)ની આગમાં હંમેશ બળતો રહેશે.

**અકાઈદ (ગલત અકીદાઓનો રદ કરવો) :**

હકારાત્મક દલીલો સાથે કુર્આનમાં નકારાત્મક અકીદાઓનું ખંડન પણ કરવામાં આવ્યું છે. અને ગલત અકીદા ધરાવતા વર્ગોને ઘણા સારા અંદાજમાં સમજાવવામાં આવ્યુ છે. આ પ્રકારની આયતોમાં ચાર પ્રકારના લોકોની ખોટી માન્યતાઓનું ખંડન કરવામાં આવ્યું છે. (૧) અનેકેશ્વર-વાદીઓ (મુશ્રિકો), (૨) ખ્રિસ્તીઓ, (૩) યહૂદીઓ, (૪) મુનાફિકો (જાહેરમાં ઈસ્લામ સ્વિકાર કરનાર અને દિલથી તેઓ વિરોધ કરનાર).

**(૨) અહકામ :**

કુર્આન શરીફનો એક મહત્વનો વિષય જીવન જરૂરિયાતને લગતા બધા જ અહકામો, નિયમો અને કાયદાઓનું વર્ણન છે. આ નિયમોને ત્રણ પ્રકારમાં વહેંચી શકાય છે.

(૧) તે નિયમો અને અહકામ જે ફક્ત અલ્લાહપાકના હક્કોથી સબંધિત છે. જેને ટૂંકમાં ઈબાદતો (ઉપાસના) કહેવામાં આવે છે. તેમાં નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ અને કુર્બાની વગેરે શામેલ છે.

(૨) તે કાયદાઓ જે ફક્ત બંદાઓના હક્કોથી સબંધિત છે. જેને વહેવાર (વ્યવહાર) કહી શકાય છે. જેમાં વેપાર વાણિજ્ય, ન્યાયાલય, સાક્ષીઓ, અમાનત, ગીરો, ખાવા-પીવાની વસ્તુઓનો વપરાશ, વસીય્યત (વિલ) અને વારસા વહેંચણી વગેરે શામેલ છે.

(૩) તે નિયમો અને કાયદાઓ જે એક દૃષ્ટિએ ઈબાદત છે અને બીજી દૃષ્ટિએ વ્યવહાર (વહેવાર) કહી શકાય છે. તેમાં નિકાહ (લગ્ન), તલાક (છૂટાછેડા), વિવિધ સઝાઓ (ક્રિમિનલ લો), સોગંદ અને ભાગીદારીના કાયદાઓ વગેરે છે.

**(૩) કિસ્સાઓ :**

કુર્આન શરીફનો ત્રીજો મહત્વનો વિષય કિસ્સાઓ અને બનાવોનું વર્ણન છે. કુર્આનમાં વર્ણન કરેલ કિસ્સાઓને બે પ્રકારે વહેંચી શકાય છે. (૧) જેનો સબંધ ભૂતકાળથી છે. (૨) જે ભવિષ્યથી સબંધિત છે.

**ફર્ઝો અને અકીદાઓનું વારંવાર વર્ણન :**

કુર્આન શરીફમાં વધુ પડતુ ફર્ઝ ઈબાદતો અને અકીદાઓનું વર્ણન વારંવાર આવ્યુ છે. કારણ કે આ બન્નેવ બાબતો ઘણી જ મહત્વની અને ઈસ્લામની સ્થંભ સમાન છે. ઈમાન, નમાઝ, ઝકાત, તૌહીદ, અલ્લાહપાકની સિફતો, અલ્લાહપાકનો ઝિક્ર, અલ્લાહપાકની અપાર શક્તિ અને કુદરત, શિર્કની બુરાઈ, કિયામત, હિસાબ-કિતાબ માટે હશ્રના મેદાનમાં જમા થવુ, સજાઓ, સારા બદલાઓ, મૌત, જન્નત, દોઝખ, દુન્યાની મુહબ્બત અને લાલસાની બુરાઈ, ઉચ્ચ અખ્લાક અને સારા અમલો વગેરેનું વર્ણન વારંવાર કરવામાં આવ્યુ છે.

તેમાં પણ ઈમાન, નમાઝ, તૌહીદ, શિર્ક (ભાગીદારી)ની બુરાઈ, જન્નત

અને દોઝખનું વર્ણન વધુ પ્રમાણમાં છે. જેમાં તૌહીદની પ્રસંશા અને શિર્ક તથા કુફ્રનું વર્ણન ૩૫૦ થી પણ વધારે જગ્યાએ છે, જ્યારે ઈમાનનું વર્ણન અને તેનો હુકમ ૩૦૦ જગ્યાએ છે. જન્નતનું વર્ણન ૧૯૫ જગ્યાએ છે, દોઝખનું વર્ણન ૨૦૦ જગ્યાએ અને નમાઝનું વર્ણન તથા હુકમ સૌથી વધુ છે.

હઝ. શાહ વલીઉલ્લાહ (રહ.) ફરમાવે છે કે, કુર્આન શરીફમાં બે પ્રકારની બાબતોનું વર્ણન છે :

(૧) તે બાબતો જે ફક્ત કાનૂની શરઈ હુકમો ધરાવે છે. જેમનો હેતુ ફક્ત લોકોને તેની જાણકારી બતાવવાનો છે. જેમકે તલાક તથા તેને લગતી બાબતો (ખુલઅ, ઝિહાર, ઈલા), વારસા વહેંચણી, ચોરીની સજા, ખૂનની સજા, ગવાહીઓ અને વ્યભિચારની સજા વગેરે બાબતો.

(૨) તે બાબતો જેનો સબંધ અકીદાઓ અને અમલોથી છે. જેમના વિશે અલ્લાહપાક બંદાઓથી એમ ચાહે છે કે, તે માણસની ઉપર છવાય જાય. માણસ બિલ્કુલ તેના રંગમાં રંગાઈ જાય, તેનો ચુસ્તીથી પાબંદી કરનાર બને એવી બાબતોને અલ્લાહ તઆલા વારંવાર દોહરાવે છે. જેથી માણસ તેનાથી પ્રભાવિત થઈ તેનો પાબંદ બની જાય. જેમકે ઈમાન, નમાઝ, તૌહીદ, ખુદાપાકની યાદી (ઝિક્ર), હિસાબ-કિતાબ, સજા, બદલો વગેરેનું વારંવાર વર્ણન ઉપરોક્ત હેતુસર જ છે.

**(૪) ઉદાહરણો-દાખલાઓ :**

કુર્આનમાં માનવજાતને સમજાવવા માટે ઘણા બધા પ્રકારના સરસ અને ઉમદા ઉદાહરણો આપવામાં આવ્યા છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "હમોએ લોકો માટે આ કુર્આન શરીફમાં દરેક પ્રકારના દાખલાઓ (ઉદાહરણો) દર્શાવ્યા છે. જેથી લોકો ધ્યાનથી નસીહત પકડી શકે."

આ ઉદાહરણોનો એ જ હેતુ છે કે, લોકો વાતને જલ્દીથી સારી રીતે સમજી શકે. વાત બુધ્ધિમાં જલ્દીથી આવી જાય. કોઈ મતલબ છૂપો હોય તો તે જાહેર થઈ જાય. કોઈ વસ્તુની મોટાઈ અને મહત્વતા દર્શાવવી હોય કે કોઈ વસ્તુની તુચ્છતા વર્ણન કરવી હોય તો તે પણ સારી રીતે થઈ જાય.

એટલા જ માટે તુચ્છ વસ્તુઓનો પણ ઉદાહરણમાં રજૂ કરી, જેથી જે વસ્તુની તુચ્છતા દર્શાવવી હોય, તેમની તુચ્છતા અને કમઝોરી સ્પષ્ટ થઈ જાય. મચ્છર, માંખ અને કરોડિયા જેવી નાની અને કમઝોર મખ્લૂકનું ઉદાહરણ શિર્ક (ભાગીદારી) જેવી અત્યંત ખરાબ વસ્તુ માટે આપવામાં આવ્યુ, જેથી શિર્કની તુચ્છતા લોકો સમક્ષ આવી જાય.

મતલબ કે બુધ્ધિમાન વ્યક્તિ જ્યારે આ ઉદાહરણોને વાંચે-સાંભળે છે, અને તેમાં ચિંતન-મનન કરે છે, તો તેની હિદાયત અને યકીનમાં વધારો થાય છે. અને વિરોધકર્તાને આ ઉદાહરણોથી કોઈ લાભ થતો નથી, બલ્કે તેની ગુમરાહીમાં વધારો થાય છે.

## (૫) ઉપકારો - નેઅમતો :

આ વિષયોમાંથી મારો હેતુ આ કિતાબમાં શાહ વલીયુલ્લાહ (રહ.)નો વર્ણન કરેલ ત્રીજો હેતુ “તઝકીર બિઆલાઈલ્લાહ” અર્થાત્ અલ્લાહપાકની નેઅમતો-ઉપકારોનું વર્ણન કરવાનો છે. હકીકતમાં આ અકીદા અને તૌહીદની જ એક શાખા છે. કારણ કે અલ્લાહપાકની નેઅમતો-ઈનામો મારફતે તેની સંપૂર્ણ કુદરત, તાકાત અને બંદાઓ ઉપર કરેલ ઉપકારો યાદ કરાવી આખિરત તરફ તેમનું ધ્યાન કેન્દ્રિત કરવાનું છે. આ નેઅમતો-ઉપકારોનું વારંવાર વર્ણન કરી બંદાઓને એહસાસ કરાવ્યો કે, તે અલ્લાહપાકનો શુક્ર બજાવે. જ્યારે શુક્રનો જઝબો પેદા થશે, તો પછી ઈબાદતનો શૌખ પેદા થશે. કુર્આન શરીફ (સૂરએ બકરહ)માં યહુદીઓ ઉપર કરેલ એહસાનનું વારંવાર વર્ણન આવ્યું છે. એ જ પ્રમાણે સૂરએ અઅ્રાફમાં ફરમાવ્યું કે, તમે અલ્લાહપાકની નેઅમતોને યાદ કરો, જેથી તમો સફળતા પ્રાપ્ત કરો. બીજી જગ્યાએ ફરમાવ્યું કે, અલ્લાહપાકની નેઅમતો યાદ કરો અને પૃથ્વી ઉપર ફસાદ ન મચાવો. એક જગ્યાએ ફરમાવ્યું કે, તમો અલ્લાહપાકની નેઅમતોની ગણત્રી કરવા માંગો તો ગણત્રી નહીં કરી શકશો. એક આયતમાં ફરમાવ્યું કે, તમે નથી જોતા કે, આકાશ અને પૃથ્વીની બધી વસ્તુઓ તમારા તાબે કરી દીધી અને પોતાની જાહેરી તથા બાતિની નેઅમતો તમારી ઉપર

વહાવી દીધી. આ પ્રમાણેની ઘણી બધી આયતો છે, જેમાં અલ્લાહપાકના ઉપકારો, એહસાનો અને કુદરતનું વર્ણન કરવામાં આવ્યું છે.

હઝરત દાવૂદ અલયહિસ્સલામ, હઝરત સુલયમાન અલયહિસ્સલામ અને સબાની કૌમના કિસ્સા એ આશયથી વર્ણવવામાં આવ્યા છે કે, તમારી સામે ઈતિહાસના આ બે દૃષ્ટાંતો મૌજૂદ છે. એક તરફ હઝ. દાવૂદ અલયહિ-સ્સલામ અને હઝરત સુલયમાન અલયહિસ્સલામ છે, જેમને અલ્લાહપાકે ખૂબ મહાન વિશાળ સલ્તનત સાથે શક્તિઓ અને તે શાન-શૌકત ઈનાયત કરી, જે અગાઉ ભાગ્યે જ કોઈને મળી છે. પરંતુ આ બધું મેળવીને પણ તેઓ ઘમંડ અને ગર્વમાં પડ્યા નહીં, બલ્કે પોતાના રબ સુબ્હાનહુ વ તઆલાના ખૂબ જ આભારી (શુક્રગુઝાર) બંદા બનીને જ રહ્યા, અને દુન્યા-આખિરતની સફળતા પામ્યા.

અને બીજી તરફ સબાની કૌમ છે, જેને અલ્લાહપાકે જ્યારે પોતાની નેઅમતોથી નવાજી, તો તે ફુલાઈ ગઈ, તેણે નાશુક્રી કરી. અને છેવટે એવી નાશ પામી કે, આજે તેની કહાણીઓ જ દુનિયામાં બાકી રહી ગઈ છે. આ બન્ને દૃષ્ટાંતોને નજર સમક્ષ રાખી જાતે જ વિચારો કે તૌહીદ અને આખિરત ઉપર વિશ્વાસ અને નેઅમતો બદલ આભારની ભાવનાથી જે જીવન બને છે, તે બેહતર છે કે તે જીવન જે કુફ્ર અને શિર્ક તથા આખિરતના ઈન્કાર અને દુનિયા પરસ્તીના આધાર ઉપર રચાય છે. બન્નેવ પ્રકારના કિસ્સાઓ વર્ણન કરી સર્વે જગતના લોકોને ગર્વ-ઘમંડ કરવાથી રોક્યા.

સૂરએ અલ-વાકિઅહમાં પણ તૌહીદ અને આખિરતની દલીલોમાં ધરતી અને આકાશની બીજી બધી વસ્તુઓ સાથે મનુષ્યને ખુદ પોતાના અસ્તિત્વ તરફ અને જે ખોરાક તે ખાય છે, તથા જે પાણી તે પીએ છે, અને આગ જેના વડે તે પોતાનો ખોરાક તૈયાર કરે છે, તે તરફ ધ્યાન દોરવામાં આવ્યુ છે. અને તેને આ બાબતે વિચાર કરવા માટે આમંત્રણ આપવામાં આવ્યુ છે કે, જે ખુદાપાકના બનાવ્યે તે બન્યો છે, અને જેની આપેલ જીવનનિર્વાહની સામગ્રી ઉપર જીવી રહ્યો છે, તેના મુકાબલામાં આપખુદ

થવાનો અથવા તેના સિવાય બીજાની બંદગી કરવાનો આખરે તેને શું હક્ક છે ? અને તેના વિશે તેં આવું અનુમાન કેવી રીતે કરી લીધું કે, તે એક વખત તને અસ્તિત્વમાં લાવ્યા પછી એવો લાચાર અને વિવશ થઈ જાય છે કે, બીજીવાર તને અસ્તિત્વમાં લાવવા માંગે તો પણ લાવી શકતો નથી ?

સૂરતના અંતમાં મનુષ્યને બતાવવામાં આવ્યુ છે કે, તું ગમે તેટલી જીભ ચલાવે અને પોતાની આપખુદીના ઘમંડમાં હકીકતો પ્રત્યે આંધળો બની જાય, પરંતુ મૃત્યુનો સમય તારી આંખો ખોલી દેવા માટે પૂરતો છે. તે વખતે તું બિલ્કુલ લાચાર હોય છે. પોતાના માતા-પિતાને બચાવી શકતો નથી. પોતાની અવલાદને બચાવી શકતો નથી. પોતાના અનુયાયીઓ અને આગેવાનો તથા માનીતા નેતાઓને બચાવી શકતો નથી. બધા જ તારી આંખો સામે મૃત્યુ પામે છે અને તું જોતો જ રહી જાય છે. જો કોઈ ઉચ્ચતર શક્તિ તારી ઉપર રાજ ચલાવતી નથી અને તારી આ માન્યતા સાચી છે કે, દુનિયામાં માત્ર તું જ તું છે, કોઈ ખુદા નથી, તો પછી કોઈ મરી રહેલાના નીકળી રહેલા જીવને પાછો કેમ લઈ આવતો નથી ? જેવી રીતે તું આ મામલામાં લાચાર છે, તેવી જ રીતે ખુદાપાકના હિસાબ અને તેની સજા અને બદલાને પણ રોકવા તારા અખત્યારમાં નથી. તું ચાહે માને કે ન માને, મૌત પછી દરેક મરનાર પોતાનો અંજામ જોઈને રહેશે.

સૂરએ અન્-નબામાં પણ ઈન્કાર કરનારાઓને પૂછવામાં આવ્યુ છે કે, શું તમને આ ધરતી દેખાતી નથી, જેને અમે તમારા માટે પાથરણું બનાવી રાખી છે ? શું તમને આ ઉંચા ઉંચા પર્વતો દેખાતા નથી, જેને અમે ધરતીમાં ખોસી દીધા છે ? શું તમે સ્વયં પોતાને નથી જોતા કે, કેવી રીતે અમે તમને સ્ત્રીઓ અને પુરૂષોના જોડકાઓના સ્વરૂપમાં પેદા કર્યા છે ? શું તમે પોતાની નિંદ્રાને નથી જોતા, જેના દ્વારા અમે તમને દુનિયામાં પ્રવૃત્તિ કરવા યોગ્ય બનાવી રાખવા માટે દર થોડા કલાકોના પરિશ્રમ પછી દર થોડા કલાકો માટે વિશ્રામ લેવા માટે મજબૂર બનાવી દીધા છે ? શું તમે રાત અને દિવસની આવ-જાને જોતા નથી, જેને બરાબર તમારી જરૂરિયાતને

અનુરૂપ અમે નિયમિતતાપૂર્વક સતત ચલાવી રહ્યા છીએ ? શું તમે તમારી ઉપર આકાશના સુદૃઢ તંત્રને નથી જોતા ? શું આ સૂર્ય તમને દેખાતો નથી, જેના કારણે તમને પ્રકાશ અને ગરમી મળી રહ્યા છે ? શું તમે એ વરસાદને નથી જોતા, જે વાદળોમાંથી વરસી રહ્યો છે, અને તેના વડે અનાજ અને વનસ્પતિઓ તથા ગીચ બગીચા ઉગી રહ્યા છે ?

આ સમગ્ર વસ્તુઓ તમને આ જ બતાવે છે કે, જે સર્વશક્તિમાને આ સૌને સર્જયા છે, તેની શક્તિ કિયામત લાવવા અને આખિરત સર્જવા માટે પણ સંપૂર્ણ રીતે સમર્થ છે. માટે તેની વાત માની લઈ પોતાને આજ્ઞાંકિત બંદા બનાવો, અને જન્નત પ્રાપ્ત કરો. નહીં તો અફસોસ વ્યક્ત કરવા સિવાય કાંઈ પ્રાપ્ત થશે નહીં.

વિશ્વની કોઈ પણ વસ્તુ અલ્લાહ તઆલાના આદેશ તથા તેની ઈચ્છા વગર ગતિ કરી શકતી નથી. માણસને પોતાના વ્યવહારિક જીવનમાં સાધનોનો ઉપયોગ કરવાનો હુકમ જરૂર આપવામાં આવ્યો છે, પરંતુ આ સાધનો આપમેળે અસ્તિત્વમાં આવ્યા નથી તેમજ આ સાધનોમાં આપમેળે કંઈક કરી દેખાડવાની શક્તિ પણ નથી. વાસ્તવમાં આ સાધનોનો સર્જક તથા તેમાં તાસીર ધરાવતી ઘટનાઓ ઘટાવવા પાછળ કોઈ બીજી હસ્તી છે.

**પાણીની નેઅમત :**

તેનો એક સાદો દાખલો એ છે કે, જ્યારે આપણે પાણી પીવા માંગીએ છીએ ત્યારે ઘણી વખત બેધ્યાનપણે પીને ઉભા થઈ જઈએ છીએ. સામાન્ય રીતે વિચારનાર વધારેમાં વધારે એટલું વિચારે છે કે, આ પાણી ક્યા કૂવા, કઈ નદી કે કઈ નહેરનું છે. પરંતુ પેલા કૂવા, નદી કે નહેર સુધી પાણી કેવી રીતે પહોંચ્યું ? અને માણસની તરસ છીપાવવા માટે અલ્લાહ તઆલાની પૂર્ણ શક્તિએ સૃષ્ટિની કેટલી તાકાતોને તેની સેવામાં લગાડી રાખી છે ! અને તેના માટે કેટલી ચિત્ર-વિચિત્ર વ્યવસ્થા ઉભી કરી છે, તેની તરફ ધ્યાન બહુ ઓછા લોકોનું જાય છે.

અલ્લાહ તઆલાએ પાણીનો પુષ્કળ ભંડાર સમુદ્રો રૂપે સુરક્ષિત કરી

દીધો છે અને તે સડી ન જાય એટલે તેમાં ખારાશ મેળવી દીધી અને સાથે તેને ગતિમાન રાખ્યો છે. તેમાં હજારો દરિયાઈ જીવો દરરોજ મરી જાય છે, પરંતુ તે પાણી ક્યારેય સડતું નથી. તે છતાં માનવી માટે પાણીના આ પુષ્કળ ભંડારથી પ્રત્યક્ષપણે ફાયદો પ્રાપ્ત કરવો શક્ય નથી. એટલા માટે કે તેની ખારાશના કારણે કોઈ માણસ તેને પી શકતો નથી. બીજું કે આ પાણી દરિયાની આસપાસ રહેતા લોકો માટે જ ઉપલબ્ધ હોત, દૂર રહેતા લોકો તેનાથી વંચિત રહેતા. તે માટે અલ્લાહ તઆલાએ બાષ્પિભવન વડે આ પાણીને વાદળરૂપે બનાવી સમગ્ર આકાશમાં ફેલાવી દીધું.

આ સમગ્ર પ્રક્રિયામાં કંઈક એવા પ્રકારનો ઓટોમેટિક પ્લાન્ટ અલ્લાહ તઆલાએ ફિટ કરી દીધો, જેના વડે કોઈ પણ માનવીય પુરૂષાર્થ કે પૈસા ખર્ચ કર્યા વગર ખારૂ પાણી સતત મીઠુ બની રહ્યું છે. વાદળો જાણે કે મફતની એક કાર્ગો સર્વિસ છે, જેના વડે આ પ્રવાહી પાણી પવનમાં તરતા તરતા હજારો બલ્કે લાખો માઈલ દૂરનું અંતર કાપે છે અને તેના આકાશી ઉડ્ડયનના કારણે વિશ્વના દરેક ખૂણામાં દરિયાનું પાણી મીઠુ કરી સપ્લાય કરવાની આ જીમ્મેદારી લઈ રાખી છે.

પરંતુ માણસ એ સહન કરી શકતો ન હતો કે, તેની ઉપર કાયમ વાદળાઓ ઘેરાયેલા રહે અને વરસાદ પડતો રહે તેમજ તેમાં એટલી શક્તિ પણ નથી કે તે વર્ષભરનું કે છ મહિનાનું પાણી એકી સાથે સંગ્રહ કરી રાખી શકે. એટલે અલ્લાહપાકની રહમતે વ્યવસ્થા કરી કે, વાદળાઓનું આ પાણી પર્વતો પર વરસાવી બરફરૂપે જમાવી સુરક્ષિત કરી દીધું. પાણીનો આ સ્ટોરેજ પર્વતોના શિખરો પર એક નયનરમ્ય દૃશ્ય તો ઉભું કરે જ છે, સાથે તેની મૂળ કામગીરી આપણી તરસ છીપાવવાની છે.

માણસને એ તકલીફ પણ આપવામાં આવી નથી કે, તે પેલા બરફીલા પ્રદેશમાં ખુદ જઈ પોતાની જરૂરિયાત પૂરી કરે, બલ્કે તેને સૂર્યના તાપ વડે પીગળાવી નદી અને નાળા સ્વરૂપે વહેતુ કરી દીધું અને તે સિવાય જમીનમાં પાણીના સ્ત્રોતો વડે ખૂણે ખૂણામાં એવી પાઈપલાઈન બિછાવી દેવામાં

આવી છે કે, માનવી જે જમીન ખોદે ત્યાં પાણી નીકળી જાય છે.

દરિયાથી પાણી ઉપાડી તેને પર્વતો ઉપર સુરક્ષિત કરવા તથા ભૂગર્ભ પાઈપલાઈન વડે દુનિયાના ખૂણે-ખાંચરે તેને પહોંચાડવાની આ મહાન વ્યવસ્થામાં ક્યાંય પણ માનવીય વિચારશક્તિ કે આયોજનની કોઈ દખલ-ગીરી નથી. ઈન્સાનનું કાર્ય એટલું જ છે કે, તે આ વહેતી નદીઓ અથવા જમીનમાં છૂપાયેલા આ સ્ત્રોતોમાંથી પોતાની જરૂરત અનુસાર પાણી મેળવી લે. જો કે આ કાર્ય પાણીની ઉપર્યુક્ત આકાશી તથા કુદરતી સપ્લાય વ્યવસ્થાના મુકાબલે બહુ નાનું તથા ટૂંકુ છે, પરંતુ આ નાના સરખા કાર્યને પાર પાડવા માટે પણ ઈન્સાન ઘણી જ મહેનત ઉઠાવે છે, ઘણા રૂપિયા ખર્ચે છે તથા સૃષ્ટિના અન્ય કુદરતી સાધનોનો પણ ઉપયોગ કરે છે.

પાણીનો દરેક ઘૂંટ જે આપણે એક ક્ષણમાં આપણા ગળામાંથી પેટમાં ઉતારી લઈએ છીએ, તે પાણી પહોંચાડવાનો પેલી આખી લાંબી પ્રક્રિયા-માંથી પસાર થઈને આપણી પાસે પહોંચે છે. જેમાં દરિયા, વાદળો, પર્વતો, સૂર્ય, પવન, નદી-નાળાઓ, ભૂમિ તથા તેમાં છૂપાયેલ ભંડારો અને અંતે ઈન્સાન તથા તેણે બનાવેલા યંત્રો, બધા પોતપોતાની ભૂમિકા નિભાવે છે ત્યારે પાણીનો એક ઘૂંટડો આપણા ગળાની નીચે ઉતરે છે.

જ્યારે આપ (સલ.)એ એવી તાલીમ આપી કે, પાણી પીતાં પહેલાં “બિસ્મિલ્લાહ” પઢો યાને અલ્લાહ તઆલાનું નામ લઈ પીવાનું શરૂ કરો. વાસ્તવમાં તેનો હેતુ એ છે કે, પાણીની આ નેઅમતના ઉપયોગ પહેલાં અલ્લાહ તઆલાના તે મહાન ઉપકારને યાદ કરો, જેણે તમારા હોઠો સુધી પાણીનો આ ઘૂંટડો પહોંચાડવા માટે સૃષ્ટિના કેટલા સ્ત્રોતોને તમારી સેવામાં લગાડી દીધા છે. આ પાણી મેળવવા માટે તમે થોડીક બાહ્ય વ્યવસ્થા આપબળે જરૂર ઉભી કરી છે, પરંતુ આ બાહ્ય સાધનોની પહોંચ એક વિશેષ હદથી આગળ નથી જઈ શકતી. તેની હદ પાછળ અલ્લાહ તઆલા તરફથી તે આશ્ચર્યજનક વ્યવસ્થા કામ કરી રહી છે, જે માનવીના પુરૂષાર્થ તો દૂર, તેની કલ્પનાથી પણ ઉપર છે. “બિસ્મિલ્લાહ”નું પઢવું મનમાં આ હકીકત

તાજી કરવાના હેતુસર જ રાખવામાં આવ્યું છે.

ત્યાર પછી એક સામાન્ય માણસને તેનાથી વધારે કોઈ વાતની પડી નથી હોતી કે, તેને તરસ લાગી હતી, જેને તેણે એક ગ્લાસ પાણી પીને શાંત કરી દીધી. પરંતુ આ પાણી ગળામાંથી ઉતરીને ક્યાં જઈ રહ્યું છે ? અને તે શરીરમાં જઈ કઈ કામગીરીઓ બજાવી રહ્યું છે ? એ તરફ કોઈનું ધ્યાન જતું નથી. જરા ઝિણવટથી જુઓ તો વાસ્તવમાં આપણી શારીરિક મશીનરીના એક-એક પાર્ટસને પાણીની જરૂર હતી. જેના વગર આ મશીનરી કામ કરી શકે એમ ન હતી. પરંતુ માનવીને એની પણ જાણ થઈ ન શકે કે તેના શરીરમાં ક્યારે પાણીની જોઈતી માત્રા ઓછી થઈ ગઈ છે, એટલે કુદરતે તેને તરસરૂપી એક સર્વસામાન્ય મીટર આપી દીધું છે, જે દરેક જ્ઞાની, અજ્ઞાની, વનવાસી, શહેરવાસી, અહીં સુધી કે અણસમજુ બાળકને પણ આપોઆપ એ બતાવી દે છે કે, તેને પાણીની જરૂર છે. પરંતુ વાસ્તવમાં પાણીનો ફાયદો તેનાથી પણ વધારે છે. માત્ર હોઠ તથા ગળાની નહીં, શરીરની માંગ હતી અને તે ગળાથી પસાર થઈ સમગ્ર શરીરના પ્રત્યેક તે અંગને તૃપ્ત કરે છે, જેને પોતાની કાર્યક્ષમતા યથાવત્ રાખવા માટે તેની જરૂર હતી. આમ, શરીરની આંતરિક પાઈપલાઈન વડે તે પાણી માથાથી પગ સુધી જરૂરતની બધી જ જગ્યાએ પહોંચાડવામાં આવે છે. જેટલા પાણીની શરીરને જરૂર હોય છે, તેટલું જ પાણી શરીરમાં બાકી રહે છે અને શેષ માત્રા શરીરની સાફસુફી પછી પોતાની સાથે હાનિકારક અંશોને વહાવીને ફરી શરીરમાંથી બહાર નીકળી જાય છે.

એ ઘટના તો બહુ મશહૂર છે કે, એક બાદશાહથી એક અલ્લાહ-વાળાએ તરસ વખતે પૂછ્યું કે, જો આપને આ વખતે પાણી ન મળે તો પાણી મેળવવા કેટલી દૌલત આપશો ? બાદશાહે જવાબ આપ્યો કે, અડધી સલ્તનત ! પછી બીજો પ્રશ્ન એ પૂછ્યો કે, પીધેલું પાણી શરીરમાં જ રહી જાય અને બહાર ન નીકળે તો તેને બહાર કાઢવા માટે તમે શું કરશો ? તો બાદશાહે જવાબ આપ્યો કે, “આખી સલ્તનત.” અલ્લાહવાળાએ કહ્યું કે,

તમારી સમગ્ર દૌલત એક ગ્લાસ પાણીને શરીરમાં દાખલ કરવાની તથા બહાર કાઢવાની કિંમત બની શકતી નથી.

**રોટીની નેઅમત :**

એ જ રીતે રોટીના તે ટુકડાને જોઈ લો, જે પળવારમાં આપણે ગળાથી નીચે ઉતારી લઈએ છીએ. ઉપરછલ્લી રીતે જોનારની નજર માત્ર એ હદે પહોંચે છે કે, આપણે પોતાના કમાયેલા રૂપિયાથી લોટ ખરીદી તેનાથી રોટલી બનાવી લીધી, પરંતુ બજાર સુધી આ લોટ પહોંચાડવા માટે જગતના કેટલા સ્ત્રોતો પ્રવૃત્ત થયા તે તરફ સામાન્યતઃ કોઈની નજર નથી જતી. માણસનું કાર્ય તો એટલું જ હતું કે, તે જમીન ખેડીને તેમાં વાવેતર કરી નાંખે, પરંતુ કોણ છે જેણે આ નાનકડા બીજમાં એવો પ્રોસેસીંગ પ્લાન્ટ ફિટ કર્યો કે, તેમાંથી અંકુરો ફૂટી નીકળ્યા ? કોણ છે જેણે માટીના દળદાર પડળોમાં તે અંકુરોને પોષ્યા ? અને તેને એવી શક્તિ આપી કે, તે પોતાના કમજોર શરીરની લચકદાર અણીથી જમીનનું પેટ ચીરીને દેખાય અને એક લહેરાતી ખેતીમાં પરિવર્તન થઈ જાય. પછી કોણ છે, જેણે તેની ઉપર ચંદ્ર તથા સૂર્યના કિરણો પાથર્યા ? તેને મસ્તીભર્યા પવનનો સંસર્ગ પૂરો પાડ્યો, તેની ઉપર વાદળોના શામિયાણા તાણી તેને બળી જવાથી બચાવી લીધું અને તેના પર કૃપાની વર્ષા વરસાવી, તેના ઉછેરની ગતિ ઝડપી બનાવી ? ત્યાં સુધી કે, એક ખેતરમાં હજ્જારો કણસલાઓ, ડુંડાઓ અને એક એક ડુંડામાં હજ્જારો દાણાઓ અસ્તિત્વમાં આવી ગયા ? કુર્આને કરીમમાં આ હકીકત પ્રતિ નિર્દેશ કરતાં કહે છે કે, **"બતાવો તો ખરા, કે જે કાંઈ તમે જમીનમાં વાવો છો, તેને તમે ઉગાડો છો કે અમે ઉગાડીએ છીએ ?"** *(સૂ. વાકિઅહ્ : ૬૩-૬૪)*

એટલે જ્યારે આપ (સલ.) એમ ફરમાવે છે કે, ખાતાં પહેલાં "બિસ્મિલ્લાહ" પઢો તો તેનો હેતુ આ જ હકીકત પ્રતિ નિર્દેશ કરવાનો છે કે, આ કોળિયો જે તમને મળે છે, એ ખુદાપાકની દેણ છે. જેણે તેને તમારા સુધી પહોંચાડવા માટે સૃષ્ટિના મહાકાય સ્ત્રોતોને તમારા અંકુશમાં લાવી

દીધા. એટલે આ કોળિયાનો સ્વાદ લેતી વેળા તે દાતાને ભૂલી ન જતા. એમ તો અલ્લાહપાકની આ દેણ (બખ્શિશ) તેની દરેક મખ્લૂકને મળી રહે છે, અર્થાત્ ખાવા-પીવાનું જાનવરોને પણ મળી રહે છે, પરંતુ જે માનવીને અલ્લાહપાકે સમજબૂઝ આપી છે, તેમાં અને અબુધ પ્રાણીઓમાં એટલો તો ફર્ક હોવો જ જોઈએ કે, આ સમજદાર મખ્લુક (યાને માનવી) આ નેઅમતોથી ફાયદો મેળવતી વખતે ગફલતમાં રાચવાને બદલે પોતાના વાસ્તવિક ઉપાસ્ય તથા ઉપકારક (મઅબૂદ વ મુહસિન)ને યાદ કર્યા કરે.

આ તો બે સાદા દાખલાઓ હતા, પરંતુ જીવનની કોઈ પણ પ્રવૃત્તિને લઈ લો. વિચાર કરતાં દરેક બાબતે આવી જ સ્થિતિ પ્રવર્તમાન હશે. યાને માનવીય પુરૂષાર્થ તથા બાહ્ય પરિબળોનું કાર્ય બહુ નાનું તથા મર્યાદિત અને તે મર્યાદિત કુંડાળાથી બહાર ઝાંખીને જુઓ તો વિશ્વની નાનામાં નાની ઘટના એક એવી પાલનવ્યવસ્થા સાથે જોડાયેલી હોય છે, જે અનેક શુભાશયો ધરાવતી હોય અને જેમાં માનવીની મહેનત, કોશિશ, સાધનો તથા આયોજનની કોઈ ભૂમિકા નથી. પરંતુ સામાન્યતઃ માનવીની ટૂંકી દષ્ટિ બાહ્ય સાધનોરૂપી સાંકડા માર્ગથી આગળ નથી જતી અને તે રાત-દિન આ જ સાંકડા માર્ગના વળાંકોમાં ફસાયેલો રહે છે. અંબિયાએ કિરામ અલયહિ-મુસ્સલામ એટલા જ માટે તશરીફ લાવે છે કે, તેઓ માણસને આ સંકિર્ણ દષ્ટિકોણથી બચાવી તેની દષ્ટિને વિશાળ તથા તેના વિચારને ઉંચો બનાવે.

ઈતિહાસ સાક્ષી પૂરે છે કે, આ વિશ્વમાં ઝુલ્મ તથા અત્યાચાર ત્યારે જ અસ્તિત્વમાં આવે છે, જ્યારે માનવી પોતાની હકીકત ભૂલી જઈ પોતાના માલિકથી સબંધ તોડી નાંખે છે અને અલ્લાહપાકે આપેલી નેઅમતોને માત્રને માત્ર પોતાના બાહુબળનો કરિશ્મો ઠરાવીને પોતાની જાતને જ સર્વેસર્વા સમજી બેસે છે. પરંતુ જે શખ્સ ડગલેને પગલે અલ્લાહપાકનું નામ લઈ એ સ્વીકારી રહ્યો હોય કે, મારૂં દરેક કાર્ય મારા માલિક તથા ખાલિકના પ્રતાપે થઈ રહ્યું છે, તો તેના મન પર ઘમંડનો દાઘ નથી લાગતો અને તે અન્ય મખ્લૂક (માનવી હોય કે પ્રાણી) સાથે પણ ક્યારેય અત્યાચાર કરવાને તે પસંદ નથી કરતો.

**સર્વશક્તિમાન ફક્ત એક અલ્લાહપાક :**

જમીન અને આસ્માન ઉપર ફકત અને ફકત પોતાની અપાર શકિત વડે હુકૂમત ચલાવનાર મહાન અલ્લાહપાકે પોતાના પાક પવિત્ર કુર્આનમાં વિવિધ જગ્યાએ અને વિભિન્ન પ્રકારે પોતાની મહાન શકિતનું વારંવાર વર્ણન કરી મનુષ્ય અને તેના સાધનોની કમજોરીનો પણ ઉલ્લેખ કર્યો છે.

એક જગ્યાએ ફરમાવ્યું, અને (હે સાંભળનાર માનવી !) જો અલ્લાહ તઆલા તને કોઈ તકલીફ પહોંચાડે, તો તે તકલીફને તેમના સિવાય કોઈ જ દૂર કરનાર નથી, અને જો તે તને કોઈ ભલાઈ પહોંચાડે તો (તેને પણ કોઈ રોકનાર નથી) કારણ કે તે દરેક વસ્તુ પર સંપૂર્ણ શકિત ધરાવનાર છે, અને તે જ પોતાના બંદાઓ પર (દરેક રીતે) સત્તાવાન છે. અને સંપૂર્ણ ખબર રાખનાર છે. *[સૂ.અન્આમ : ૧૭/૧૮]*

કુર્આન શરીફમાં અલ્લાહપાકે ફરમાવ્યું છે કે, તમને બહુ જ થોડું (લીમીટેડ) જ્ઞાન આપવામાં આવ્યું છે. *[સૂરએ બની ઈસ્રાઈલ]*

અલ્લાહ તઆલા જ દરેક વસ્તુનો પેદા કરનાર અને તે જ દરેક વસ્તુનો રક્ષક છે. આકાશો અને પૃથ્વીની ચાવીઓ તેની જ પાસે છે. અને જેમણે અલ્લાહ તઆલાની આયતોનો ઈન્કાર કર્યો છે, તે લોકો જ અતિ નુકસાનમાં રહેશે. *[સૂ. ઝુમર : ૬૨/૬૩]*

પોતાની શકિતનો ઉલ્લેખ કરતાં ફરમાવે છે કે, "અને ગૈબ (ના ખઝાના)ની સઘળી ચાવીઓ અલ્લાહ તઆલા પાસે જ છે. જેને તેમના સિવાય કોઈ જાણતું નથી, અને તે જમીન અને પૃથ્વીમાંની તમામ વસ્તુઓને જાણે છે. અને કોઈ પાંદડું ખરતું નથી, પરંતુ તેને પણ તે જાણે છે. અને જમીનના અંધારાઓમાં કોઈ દાણો (પડતો) નથી, તેમજ કોઈ લીલી કે સૂકી વસ્તુ એવી (પડતી) નથી, પરંતુ તે સ્પષ્ટ કિતાબ (લવહે મહફૂઝ)માં (લખાયેલી) છે. *[સૂ. અન્આમ : ૫૯]*

અને પોતાના પાલનહારથી એક રજકણ બરાબર પણ (કોઈ વસ્તુ) છુપી રહેતી નથી. ન પૃથ્વીમાં અને ન આકાશમાં. અને કોઈ વસ્તુ એથી

નાની કે મોટી (એવી) નથી, જે સ્પષ્ટ કિતાબ (લવહે મહ્ફૂઝ)માં (લખાયેલી) ન હોય. *[સૂ. યુનુસ : ૬૧]*

અને લોકોએ તે (અલ્લાહ)ના સિવાય બીજા એવા મઅબૂદ બનાવી લીધા, કે જે કંઈ વસ્તુ પેદા કરી શકતા નથી. અને (બલ્કે) તેઓ ખુદ પેદા કરવામાં આવ્યા છે. અને તેઓ પોતાની ઝાત માટે કોઈ નુકસાન (દૂર કરવાના)ના માલિક નથી, કે નથી કોઈ ભલાઈના (માલિક), અને કોઈના મરણના માલિક નથી, કે નથી જીવનના, કે નથી (કોઈને કિયામતમાં) ફરી સજીવન કરવાના. *[સૂ. ફુર્કાન : ૩]*

**માનવ અવયવો (આંખ, કાન, જબાન, ચામડી, મગજ) :**

માનવી પોતાના શરીરની રચના અને માથાથી પગ સુધીના બધા અવયવોની કાર્યપધ્ધતિ ઉપર વિચાર કરશે, તો એને અલ્લાહ તઆલાની કુદરતની આશ્ચર્યજનક નિશાનીઓ માલૂમ પડશે. સાથે પોતાની લાચારી અને મોહતાજીનો પણ એહસાસ થશે.

અત્રે હમો રીડર ડાયજેસ્ટના હવાલાથી માનવીના આંતરિક શરીર તથા પૃથ્વી અને સૂર્યમંડળની રચના વિશે થોડીક માહિતી આપીએ છીએ. જેથી અલ્લાહ તઆલાની રહમતો અને નેઅમતોનો ખ્યાલ કરી ઈન્સાન અલ્લાહ તઆલા તરફ લાગી જાય.

માણસના શરીરમાં અલ્લાહપાકે સંદેશાના આપ–લેની એક ઉત્તમ વ્યવસ્થા કરેલી છે, જેને (Nervous System) જ્ઞાનતંતુ કહેવામાં આવે છે. આ પ્રોગ્રામ હેઠળ દિવસ-રાતમાં કરોડો સંદેશાની આવન-જાવન થાય છે, જેમાં હૃદયના ધબકારાથી લઈ શરીરના દરેક નાના-મોટા અવયવને વિભિન્ન પ્રકારના આદેશો અપાય છે.

આ વ્યવસ્થાનું કેન્દ્ર માણસનું મગજ છે. જેમાં લગભગ એક હજાર મીલીયન (Nerve Cells) જ્ઞાનકોષો છે, દરેક કોષોમાંથી ઘણાં જ બારીક તાર નીકળી પૂરા શરીરમાં ફેલાયેલા છે. જેને (Nerve fibers) જ્ઞાનતંતુ કહે છે. આ બારીક તંતુ ઉપર ખબર લાવવા-લઈ જવાની એક વ્યવસ્થા છે. જે

લગભગ એક કલાકના ૭૦ માઈલની ઝડપે દોડતી રહે છે. આ મજ્જાતંતુ (સ્નાયુઓ) વડે આપણે ચાખીએ, સાંભળીએ તથા જોઈએ (નિહાળ્યે) છીએ. આપણી જીભમાં ત્રણ હજાર સ્વાદની કણિકાઓ (Teste Buds) છે. જેમાંથી દરેક અલગ બારીક તાર વડે દિગામથી સંકળાયેલો છે. એના વડે જ આપણે દરેક પ્રકારના સ્વાદની મજા માણીએ છીએ. કાનમાં એક લાખ શ્રવણખાના છે. તે ખાનાઓ દ્વારા એક અત્યંત સૂક્ષ્મ કાર્ય વડે આપણા દિમાગ સુધી અવાજ જાય છે, અને દિમાગ સાંભળે છે. દરેક આંખમાં ૧૩૦ મિલિયન (Light receptors) પ્રકાશગ્રહણ કક્ષાબિંદુઓ હોય છે, જે પહોંચાડે છે. આપણા શરીરની બધી જ ચામડીઓમાં ચેતનતંતુઓની એક જાળ પથરાયેલી છે. જ્યારે કોઈ ગરમ વસ્તુ ચામડી સમક્ષ લાવવામાં આવે છે, ત્યારે લગભગ ત્રીસ હજાર ગરમ ખાનાઓ તેને મેહસૂસ કરી તરત જ દિમાગને તેની ખબર આપે છે. એ જ પ્રમાણે ચામડીમાં બે લાખ પચાસ હજાર ખાનાઓ ઠંડી મેહસૂસ કરે છે, અને જ્યારે કોઈ ઠંડી વસ્તુ શરીર સાથે સ્પર્શ થાય છે, તો દિમાગ અઢી લાખ ખાનાઓની ખબરોથી ભરાઈ જાય છે. અને તરત જ દિમાગ તેને લઈ પૂરા શરીરને ધ્રુજારી આપે છે. શરીરની નસો ફેલાઈ જાય છે, તરત જ વધારાનું લોહી તે નસોમાં દોડીને આવી જાય છે. જેથી શરીરને વધારે ગરમી મળે. જો આપણે અસહ્ય ગરમીથી પિડાતા હોઈએ તો ગરમીનું જાસૂસી તંત્ર તરત જ દિમાગને તેની ખબર આપે છે. અને ત્રણ મિલિયન પસીનાની ગ્રંથિઓ (Glands) ઠંડો રસ પસીના મારફતે બહાર કાઢવાનું શરૂ કરી આપે છે.

## પૃથ્વીના ચક્કરોથી રાત-દિવસની હેરફેર :

આપણી પૃથ્વી પોતાની ધરી ઉપર એક કલાકના હજાર માઈલની ઝડપથી ચોવીસ કલાકમાં એક ચક્કર પુરો કરે છે. થોડીવાર માટે કલ્પના કરો કે જો તેની ઝડપ કલાકના બસો (૨૦૦) માઈલ થઈ જાય, તો આપણા દિવસ-રાત (હાલના ૨૪ કલાકથી વધીને) ૨૪૦ કલાકના એટલે કે દસ ઘણા લાંબા થઈ જાય, અને તેને લઈ ઉનાળામાં દરેક પ્રકારની શાકભાજી અને વનસ્પતિ સુર્યની ૧૨૦ કલાકની લગાતાર ગરમીને લઈ બળીને ભસ્મ

થઈ જાય. અને જે બચી જાય તે શિયાળાની કડકડતી ઠંડીના ૧૨૦ કલાકમાં હિમવર્ષાથી બળી જાય.

સૂર્ય પૃથ્વીથી નવ કરોડ ત્રીસ માઈલ દૂર છે. આ અંતર ઘણુ જ મહત્વનું છે. કારણ કે આ અંતર અડધુ થઈ જાય અને સૂર્ય પૃથ્વીથી નજીક થઈ જાય, તો પૃથ્વી ઉપર એટલી ગરમી વધી જાય કે તેનાથી પેપરો, કાગળો વગેરે બારીક વસ્તુઓ સળગવા માંડે. અને જો આ અંતર ડબલ થઈ સૂર્ય ૧૮ કરોડ ૬૦ લાખ માઈલ દૂર થઈ જાય, તો આપણા વાતાવરણમાં એટલી ઠંડી પ્રસરી ઉઠે કે જીવન જીવવું અસહ્ય થઈ જાય.

## સૂર્યનો ગોળો : ઈમાનમાં વધારો :

સૂર્ય પૃથ્વીથી નવ કરોડ ત્રીસ લાખ માઈલ દૂર છે. સૂર્ય પૃથ્વીથી એક લાખ ત્રીસ હજાર ગણો મોટો છે. સૂર્ય પૃથ્વીની જેમ નક્કર નથી, બલ્કે તે આખોને આખો એક વિરાટ ધગધગતો અગનગોળો છે. તેની ગરમી અગિયાર હજાર ડિગ્રી ફેરનહિટ છે. આ ગરમી એટલી વધારે છે કે અત્યંત સખત પદાર્થ પણ તેમાં ઓગળ્યા વગર નહીં રહી શકે. પૃથ્વી જો એની નજીક ચાલી જાય તો એક સેકંડથી પણ ઓછા સમયમાં ઓગળીને ગેસ બની જશે.

સૂર્ય કેવી રીતે ચમકે છે, અને કેવી રીતે તે આટલી વિપુલ માત્રામાં પ્રકાશ તથા ગરમી આપી રહયો છે ? પહેલાં એવી થિયરી હતી કે, સૂર્ય સતત બળી રહયો છે, જેમકે કોઈ લાકડું કે કોલસો બળે છે. પરંતુ હવે ખગોળશાસ્ત્રી સંશોધનથી જાણવા મળ્યું છે કે, સૂર્ય હજ્જારો મિલિયન વર્ષથી આવી જ રીતે રોશન છે. તો આ થિયરી ખોટી પૂરવાર થઈ. સૂર્યમાં કોઈ પદાર્થ બળતો હોતે તો હમણાં સુધી સૂર્ય બુઝાઈ ગયો હોતે. કારણ કે કોઈ વસ્તુ આટલી લાંબી મુદ્દત સુધી બળતી હાલતમાં ન રહી શકે.

હવે વૈજ્ઞાનિકોની થિયરી એ છે કે, સૂર્યની ગરમી એવી જ પ્રક્રિયાનું પરિણામ છે, જે એટમ બોમ્બમાં ચાલે છે. અર્થાત્ તે પદાર્થને ઊર્જામાં પરિવર્તિત કરે છે. આ ક્રિયા સળગવાથી જુદી છે. બળવા કે સળગવાના કારણે પદાર્થ એક સ્વરૂપથી બીજા સ્વરૂપમાં તબદીલ થાય છે. પરંતુ પદાર્થને

જ્યારે ઊર્જામાં ફેરવવામાં આવે તો ઘણી બધી ઊર્જા માત્ર થોડાક પદાર્થથી જ પ્રાપ્ત કરી શકાય છે. પદાર્થનો એક ઔંસ એટલી બધી ઊર્જા ઉત્પન્ન કરી શકે છે, જે એક મિલિયન ટનથી મોટા ખડકને પીગળાવી દે.

સૃષ્ટિમાં આ પ્રકારની અસંખ્ય નિશાનીઓ હોય છે. આ ચિહ્નો દર્શાવે છે કે, સૃષ્ટિ પાછળ એક મહાન સર્જકની હસ્તી કાર્ય કરી રહી છે. મહાન સર્જક વગર ક્યારેય આ પ્રકારનું મહાન સર્જન અસ્તિત્વમાં આવી જ ન શકે. કુર્આન શરીફમાં વારંવાર સૃષ્ટિની નિશાનીઓ પર ચિંતનમનન કરવા માટે કહેવામાં આવ્યું છે. આ ચિંતનમનન એક શુધ્ધ દીની અમલ છે. તે મુઅમિનના ઈમાનમાં અસામાન્ય વૃધ્ધિનું નિમિત્ત બને છે, તેમજ મુઅમિનના વિશ્વાસને અસીમ હદ સુધી વિસ્તારી નાંખે છે.

**શિયાળો, ઉનાળો અને ચોમાસાની ઋતુઓ :**

પૃથ્વી ૨૩ ડીગ્રીનો વ્યાસ બનાવી વાતાવરણમાં થોડી નમેલી-જુકેલી છે. આ નમાવ આપણને શિયાળો, ઉનાળો અને ચોમાસાની ઋતુઓ આપે છે. એના કારણે પૃથ્વીનો વધુ ભાગ આબાદ છે, અને ખેતીવાડી થાય છે. જો પૃથ્વી આ પ્રમાણે નમેલી ન હોત તો ઉત્તર અને દક્ષિણ ધ્રુવ ઉપર હંમેશા અંધારુ છવાયેલુ રહેત. મહાસાગરોની બાફ અને ધુમાડા ઉત્તર અને દક્ષિણ તરફ થઈ પૃથ્વી ઉપર ફકત બરફ બજાવત અથવા તો રેતીના રણ ઉત્પન્ન કરત. આ પ્રમાણે ઘણા વિકટ પ્રશ્નો ઉપસ્થિત થઈ પૃથ્વી ઉપર આપણુ જીવન અશકય બનાવી આપત.

પૃથ્વીનું ઉપરી પડ ફકત દસ (૧૦) ફૂટ મોટું હોય, તો વાતાવરણમાં ઓક્સીજનનું પ્રમાણ શૂન્ય થઈ સજીવ વસ્તુઓના જીવનને અશકય બનાવી આપત. આ જ પ્રમાણે મહાસાગરો અમુક ફૂટ ઉંડા હોત તો તે કાર્બન-ડાયોક્સાઈડ અને ઓકસીજનને વાતાવરણમાંથી ખેંચી પોતાના અંદર લઈ લેતે, જેથી પૃથ્વીની ઉપર કોઈ ઝાડ-ફૂલ અને વનસ્પતિ સજીવ ન રહેત.

પૃથ્વી ઉપરના વાતાવરણમાં છ પ્રકારની ગેસો છે. જેમાં નાઈટ્રોજન લગભગ ૭૮%, ઓકસીજન ૨૧% અને બાકીની ગેસ ઘણા ઓછા પ્રમાણમાં

છે. આ દરેકનું અલગ-અલગ અને વિભિન્ન પ્રકારે મળી રહેવુ આપણા અસ્તિત્વ માટે અત્યંત જરૂરી છે. કોઈ એક પણ ઓછી વત્તી થવાથી પૃથ્વીના બધા જ સજીવોના અસ્તિત્વ માટે ગંભીર ખતરા પેદા કરી શકે છે.

જે અલ્લાહ તઆલા આપણા શરીરથી લઈ બ્રહ્માંડની આટલી વિશાળ મંડળને આટલી ચોકસાઈ અને બારીકીથી વ્યવસ્થિત રીતે સંભાળી રહ્યા છે. જેમાં રજમાત્ર ફર્ક પડવાથી સજીવોનું જીવન અસ્વવ્યસ્ત થઈ શકે છે, તે કેટલા મહાન શકિતમાન હશે ! તેમનું દરેક કામ કેટલું હિકમત, ભેદ અને મર્મવાળુ હશે, તેને માનવી પોતાની મર્યાદિત બુધ્ધિથી સમજી શકતો નથી. છતાં અલ્લાહ તઆલાની આ વિશાળ વ્યવસ્થા ઉપર આંગળી ચીંધી પોતાની બુધ્ધિનું પ્રદર્શન કરી રહ્યો છે.

## પૃથ્વી અને માનવીમાં કુદરતની વિવિધ નિશાનીઓ :

પૃથ્વીમાં કુદરતની જે નિશાનીઓ છે, તેનું કુર્આન શરીફમાં વારંવાર વર્ણન થયું છે અને તે અગણિત છે. પૃથ્વીમાં વનસ્પતિ અને લીલાછમ વૃક્ષો તથા બગીચાઓને જ જુઓ કે, અનેક પ્રકારની તેની રંગ, ગંધ, એક એક પાંદડાની બનાવટમાં કમાલની ખૂબસુરતી, પછી તેમાંથી દરેક ખાસિયતો અને લક્ષણોમાં વિવિધતાના હજારો પ્રકારો, એ જ પ્રમાણે જમીનમાં નહેરો, કૂવાઓ અને પાણીના બીજા સ્ત્રોતો અને તેનાથી તૈયાર થનાર લાખો પ્રકારની મખ્લૂકો, પૃથ્વીના પહાડ અને ગુફાઓ, જમીનમાં પેદા થનાર પ્રાણીઓ અને તેમના ગણી ન શકાય એટલા પ્રકારો, દરેકની પરિસ્થિતિ અને તેમના વિવિધ લાભો પૃથ્વી પટ ઉપર પેદા થનાર માનવોની વિવિધ પરિસ્થિતિઓ, વિવિધ કબીલાઓ અને વિવિધ પ્રદેશોમાં માનવોના રંગ અને ભાષાની આગવી વિશેષતા, ટેવો અને વર્તનમાં વિવિધતા વગેરે જેમાં માનવી વિચાર કરે તો એક એક વસ્તુમાં અલ્લાહ તઆલાની કુદરત અને હિકમતના એવા દર્શન જોવા મળશે કે જેને ગણવા પણ મુશ્કેલ છે !

**"વફી અન્ફુસીકુમ અફલા તુબ્સિરૂન"** આ સ્થળે કુદરતની નિશાની-ઓના વર્ણનમાં આસમાન અને અવકાશી સૃષ્ટિનું વર્ણન છોડીને માત્ર

પૃથ્વીનું વર્ણન કર્યું છે, જે માનવોની ઘણી નજીક છે. જેના ઉપર માનવો રહે-વસે છે, ચાલે-ફરે છે. આ આયતમાં એનાથી પણ વધારે નજીક એટલે કે પોતે માણસની પોતાની જાત ઉપર ધ્યાન અપાવવામાં આવ્યું કે, પૃથ્વી અને પૃથ્વીની સૃષ્ટિને પણ છોડો, પોતે પોતાના અસ્તિત્વ બલ્કે પોતાના શરીર અને અવયવો તથા શારીરિક પ્રક્રિયાઓમાં જ વિચાર કરી લો તો એક-એક અવયવની હિકમત અલ્લાહ તઆલાનું એક આગવું ખાતું જોવા પામશો અને સમજી જશો કે, સમગ્ર દુનિયામાં જે અલ્લાહ તઆલાની કુદરતની નિશાનીઓ છે, માનવના પોતાના નાના સરખા અસ્તિત્વમાં તે બધું જ જાણે સમેટાઈને આવી ગયું છે. તેથી માનવના અસ્તિત્વને નાની દુનિયા પણ કહેવામાં આવે છે કે, સમગ્ર દુનિયાની નિશાનીઓના ઉદાહરણો માનવીના પોતાના અસ્તિત્વમાં ઉપસ્થિત છે. મનુષ્ય જો પોતાના જન્મથી એટલે કે શરૂઆતથી લઈ મૌત સુધી સામે આવનાર પરિસ્થિતિઓમાં જ વિચાર અને ચિંતન કરવા માંડે તો તેને જાણે કે અલ્લાહ તઆલા સાક્ષાત પોતાની સામે નજરે પડવા લાગે કે કઈ રીતે એક માનવીનું વીર્યનું ટીપું દુનિયાના વિવિધ પ્રદેશોનો ખોરાક અને દુનિયામાં વિખરાયેલા સુંદર વસ્તુઓનો ખુલાસો બનીને ગર્ભ સ્વરૂપે માંના ગર્ભમાં સ્થિર થયું. પછી કઈ રીતે આ નુત્ફહથી અલકહ બન્યો ! પછી અલકહથી મુદગહ એટલે કે માંસનો લોચો બન્યો ! પછી કઈ રીતે તેમાં હાડકાં બનાવવામાં આવ્યા ! પછી તેના ઉપર માંસ ચઢાવવામાં આવ્યો, પછી કઈ રીતે એ નિર્જીવ પૂતળામાં જીવ ફૂંકવામાં આવ્યો ! અને તેના સર્જનને પૂર્ણ કરીને આ દુનિયામાં લાવવામાં આવ્યો ! પછી કઈ રીતે ક્રમે ક્રમે પ્રગતિ કરીને એક અજ્ઞાન, નાસમજ બાળકમાંથી એક બુદ્ધિશાળી અને સમજદાર મનુષ્ય બનાવવામાં આવ્યો અને કઈ રીતે તેના વિવિધ ચહેરાઓ અને સ્વરૂપો બનાવવામાં આવ્યા કે અરબો ખરબો માનવોમાં એકનો ચહેરો બીજાથી બિલ્કુલ અલગ નજરે પડે છે. પછી તેમના સ્વભાવ, તેમના લક્ષણો અનેક પ્રકારના અને આ વિવિધતા છતાં એકતા, એ બધું આ સંપૂર્ણ કુદરતનો કરિશ્મો છે, જે અદ્વિતિય (યક્તા) અને અજોડ છે. **ફતબારકલ્લાહુ અહ્‌સનુલ ખાલિકીન.**

આ તે જ બંને વસ્તુઓ છે, જેનાથી દરેક માનવી ક્યાંક બહાર કે દૂર નથી, પોતે પોતાના જ અસ્તિત્વમાં દિવસ-રાત તેનું અવલોકન કરે છે તે છતાં પણ જો તે અલ્લાહ જલ્લ શાનુહૂ અને તેની સંપૂર્ણ કુદરતનો સ્વીકાર ન કરે તો કોઈ આંધળો જ હોઈ શકે છે, જેને કશું જ સૂઝતું નથી. એટલા જ માટે અંતે કહ્યું : **અફલા તુબ્સિરૂન.** એટલે કે શું તમે જોતા નથી !? ઈશારો એ તરફ છે કે, એમાં કંઈ વધારે અક્કલ કે સમજદારીની જરૂર પણ નથી, ફક્ત જોવાની દૃષ્ટિ ઠીક હોય તો તે પરિણામ ઉપર પહોંચી શકે છે.

સૂરએ રૂમમાં કુદરતની છ નિશાનીઓ વર્ણન કરતાં ફરમાવ્યું કે, પ્રથમ પોતે પોતાની જાતમાં ચિંતન અને મનન કરો. પછી આજુબાજુના પ્રદેશમાં ગુઝરી ચૂકેલ કૌમોની હાલતો અને તેમના પરિણામ ઉપર દૃષ્ટિ નાંખવાનું આમંત્રણ આપવામાં આવ્યું. ત્યાર પછી અલ્લાહપાકની સંપૂર્ણ કુદરતનું વર્ણન કર્યું, જેમાં તેનો કોઈ સમકક્ષ કે ભાગીદાર નથી. આ બધી સ્પષ્ટ દલીલોનું આવશ્યક પરિણામ એ નીકળે છે કે, ઈબાદતની હકદાર માત્ર તે એક જાતને જ ઠરાવવામાં આવે. અને તેણે જે પોતાના અંબિયા (અલૈ.) દ્વારા કિયામત કાયમ થવાની અને તમામ આગલા અને પાછલા લોકોને પુનઃસજીવન કરીને હિસાબ-કિતાબ કરીને જન્નત અને દોઝખમાં જવાની ખબર આપી છે, તેના ઉપર ઈમાન લાવવામાં આવે. પ્રસ્તુત આયતમાં આ જ સંપૂર્ણ કુદરત અને તેની સાથે ઉચ્ચ હિકમતને છ જાહેરી કુદરતની નિશાનીઓના વિષય સાથે વર્ણન કરવામાં આવી છે, જે અલ્લાહ તઆલાની અજોડ કુદરત અને હિકમતની નિશાનીઓ છે.

## (૧) કુદરતની પ્રથમ નિશાની - માટીથી સર્જન :

મનુષ્ય જેવી અશરફુલ મખ્લૂકાત (સર્વ સર્જનમાં શ્રેષ્ઠ) અને સૃષ્ટિના સત્તાધિકારીને માટીથી પેદા કર્યો છે, જે આ દુનિયાના બધા તત્વોમાં સૌથી નીચલી કક્ષાનું તત્વ છે. જેમાં હલનચલન કે સૂઝબૂઝની કોઈ નિશાની સુદ્ધાં નજરે પડતી નથી. કારણ કે પ્રખ્યાત ચાર તત્વો આગ, પાણી, હવા અને માટી સિવાય અન્ય બધા તત્વોમાં કંઈને કંઈ હલનચલન હોય છે. પરંતુ

માટી તેનાથી પણ વંચિત છે. કુદરતે મનુષ્યના સર્જન માટે તેને ચૂંટી કાઢી. ઈબ્લીસની ગુમરાહીનું કારણ એ જ બન્યું કે, તેણે આગના તત્વને માટીથી ઉચ્ચ અને શ્રેષ્ઠ સમજીને અભિમાન અપનાવ્યું અને એવું ન સમજ્યું કે શરાફત અને મોટાઈ સર્જનહાર અને માલિકના હાથમાં છે. તે જેને ઈચ્છે મોટો બનાવી શકે છે.

મનુષ્યના સર્જનનું મૂળ તત્વ માટી હોવું હઝરત આદમ (અલૈ.)ના આધારે પણ જાહેર છે. અને તેઓ બધા જ મનુષ્યોના અસ્તિત્વનો અસલી પાયો છે. એટલા માટે અન્ય મનુષ્યોના સર્જનને પરોક્ષ રીતે તેમની સાથે જોડવું પણ કંઈ ખોટું નથી. અને એ પણ શક્ય છે કે, સામાન્ય મનુષ્યો જે પેદા થયા અથવા પેઢી દર પેઢીના ક્રમથી નુત્ફા દ્વારા પેદા થાય છે, તેમાં પણ નુત્ફામાં મૂળ તત્વમાં માટીનો ભાગ જ સૌથી વધારે છે.

## (૨) કુદરતની બીજી નિશાની-પુરૂષની શાંતિ માટે સ્ત્રીનું સર્જન :

તે એ છે કે, મનુષ્યની જ પ્રજાતિમાં અલ્લાહ તઆલાએ સ્ત્રીને પેદા કરી, જે પુરૂષોની પત્નીઓ બની. એક જ તત્વથી, એક જ સ્થળે, એક જ ખોરાકથી પેદા થનાર બાળકોમાં બે વિવિધ પ્રકારો પૈદા કર્યા. જેમના અવયવો અને કદ-કાઠી તથા તેમનું ચારિત્ર્ય, ટેવો અને નૈતિકતામાં ઉઘાડો ફરક અને વિશિષ્ટતા જોવા મળે છે. અલ્લાહ તઆલાની કુદરતની કમાલ અને હિકમત માટે આ સર્જન જ પૂરતી નિશાની છે. ત્યાર પછી સ્ત્રીઓના.... તે ખાસ પ્રકારના સર્જનની અને હિકમતની મસ્લિહત આ વર્ણન કરી : **“લિતસ્કુનુ ઈલય્હા”** એટલે કે, તેમને એટલા માટે પેદા કરવામાં આવ્યા છે કે, તમને તેની પાસે પહોંચીને રાહત મળે. પુરૂષની જેટલી પણ આવશ્યક્તાઓ સ્ત્રી સાથે સબંધિત છે, જો તેમાં વિચાર કરવામાં આવે તો એ સૌનો હેતુ મનની શાંતિ, રાહત તથા સંતોષ જ છે. કુર્આને કરીમે એક જ શબ્દમાં આ બધાને એકઠું કરી દીધું.

આથી જાણ થઈ કે, લગ્નજીવનની બધી જ કાર્યવાહીનો ખુલાસો સંતોષ અને મનની શાંતિ છે. જે ઘરમાં તે ઉપસ્થિત છે તે પોતાના સર્જનના હેતુમાં

સફળ છે. જ્યાં મનની શાંતિ ન હોય, ભલે બધું જ કંઈ હોય, તે લગ્ન-જીવનની રૂએ નિષ્ફળ અને નામુરાદ છે. એ પણ દેખીતું છે કે, પરસ્પર મનની શાંતિ માત્ર એવા જ સ્વરૂપમાં શક્ય છે કે, પુરૂષ અને સ્ત્રીના સબંધોનો આધાર શરઈ નિકાહ અને લગ્ન ઉપર આધારિત હોય. જે પ્રદેશો અને કૌમોમાં તેના વિરૂદ્ધ હરામ સ્વરૂપોનો રિવાજ છે, જો સંશોધન કરવામાં આવે તો તેમની જિંદગીમાં ક્યાંય પણ સુકૂન નથી. પશુઓની જેમ કામચલાઉ ધોરણે વાસના સંતોષી લેવાનું નામ સુકૂન નથી હોઈ શકતું.

## (૩) કુદરતની ત્રીજી નિશાની- ભાષા અને રંગનો ફર્ક :

આસમાન અને જમીનની પેદાઈશ અને મનુષ્યના વિવિધ વર્ગોની ભાષાઓ અને તેમના બોલચાલની વિવિધ પદ્ધતિ હોવું અને વિવિધ વર્ગોના વિવિધ પ્રકારના રંગોની વિશેષતા છે કે, અમુક સફેદ છે, અમુક કાળા, અમુક લાલ, અમુક પીળા. તેમાં આસમાન અને પૃથ્વીનું સર્જન તો કુદરતના મહાનતમ્ આશ્ચર્યોમાંથી છે જ, મનુષ્યોની વિવિધ પ્રકારની ભાષાઓ હોવી પણ એક વિસ્મયકારી (તાજ્જુબ) કુદરતનો કરિશ્મો છે. ભાષાઓની વિવિધતામાં શબ્દાર્થનું ભિન્ન ભિન્ન હોવું પણ શામેલ છે. અરબી, ફારસી, હિન્દી, તૂર્કી, અંગ્રેજી વગેરે વિવિધ પ્રકારની કેટલીય ભાષાઓ છે, જે વિવિધ પ્રદેશોમાં પ્રચલિત છે. અને એકબીજાથી અમુક તો એવી અલગ છે કે, તેમની વચ્ચે કોઈ પરસ્પર સબંધ કે મેળ પણ નથી જણાતો. અને આ ભાષાની વિવિધતામાં ઉચ્ચારની વિવિધતા પણ શામેલ છે કે, અલ્લાહ તબારક વ તઆલાની કુદરતે દરેક મનુષ્યના અવાજને એવો વિવિધતા-સભર બનાવ્યો કે, પુરૂષજ હોય કે સ્ત્રી, બાળક હોય કે વૃદ્ધ, એકનો અવાજ કોઈ બીજી વ્યક્તિના અવાજથી બિલ્કુલ હુબહુ સંપૂર્ણ રીતે ક્યારેય મળતો આવતો નથી. કંઈને કંઈ તફાવત જરૂર રહે છે. જ્યારે કે આ અવાજના યંત્રો જીભ, હોઠ, સ્વરપેટી, તાળવું દરેક વ્યક્તિમાં સમાન છે. **તબારકલ્લાહુ અહ્સનુલ ખાલિકીન.**

એ જ પ્રમાણે રંગનો પણ ફરક છે કે, એક જ માં-બાપથી, એક જ

પ્રકારની પરિસ્થિતિઓમાં બે બાળકો વિવિધ રંગના પેદા થાય છે. આ તો સર્જનની કામગીરીનો કમાલ હતો. આગળ ભાષાઓ અને બોલચાલની લઢણની ભિન્નતા, એ જ પ્રમાણે મનુષ્યના રંગ વિવિધ હોવામાં કેવી કેવી હિકમતો છૂપાયેલી છે, તેનું વર્ણન ખૂબ લાંબું છે. અને ઘણી બધી હિકમતોમાં જો મામૂલી ચિંતન અને મનન કરવામાં આવે તો સમજી લેવું મુશ્કેલ નથી. કુદરતની આ નિશાનીઓમાં વિવિધ વસ્તુઓ આસમાન, જમીન, વિવિધ ભાષાઓ, વિવિધ રંગો અને તેના સંદર્ભમાં અન્ય ઘણી બધી કુદરત અને હિકમતની નિશાનીઓ ઉપસ્થિત છે. અને તે કેવી સ્પષ્ટ અને ખુલ્લી છે કે, કોઈ લાંબો કે ઉંડો વિચાર કે ચિંતન કરવાની આવશ્યક્તા પણ નથી. દરેક દષ્ટિવાળો તેને જોઈ શકે છે. એટલા માટે તેના અંતે ઈરશાદ ફરમાવ્યો : **“ઈન્ન ફી ઝાલિક લઆયાતિલ લિલ્આલિમીન”** એટલે કે, તેમાં ઘણી બધી નિશાનીઓ છે સમજણ રાખનારાઓ માટે.

### (૪) કુદરતની ચોથી નિશાની-રાત્રિ ઉંઘ માટે અને દિવસ રોજી માટેઃ

માનવીનું રાત્રે સૂવું અને દિવસે સૂવું એ જ પ્રમાણે તેમની રોજીનું રાત્રે તલાશ કરવું અને દિવસે. આ આયતમાં તો ઉંઘને પણ બંનેમાં વર્ણન કર્યું છે, અને રોજીની શોધખોળને પણ. અને અમુક બીજી આયતોમાં ઉંઘને માત્ર રાત્રિમાં અને રોજીની શોધખોળને દિવસમાં હોવાનું બતાવ્યું છે. કારણ એ છે કે, રાતમાં મૂળ કામ ઉંઘવાનું છે, અને અમુક રોજીની શોધખોળ પણ ચાલતી રહે છે. અને દિવસમાં તેનાથી વિપરીત મૂળ કામ રોજીની શોધ-ખોળનું છે. અને અમુક આરામ કરવાનો પણ સમય મળી જાય છે. એટલા માટે બંને વાતો પોતપોતાની જગ્યાએ સાચી છે.

### (૫) કુદરતની પાંચમી નિશાની - વિજળીના ચમકારા :

કુદરતની પાંચમી નિશાની એ છે કે, અલ્લાહપાક મનુષ્યને વીજળીના ચમકારાઓ બતાવે છે. જેમાં તેના પડવાનો અને નુકસાન પહોંચવાનો ભય પણ હોય છે, અને તેના પછી વરસાદની આશા પણ. અને પછી વરસાદ ઉતારે છે અને તે સૂકી નિર્જીવ જમીનને સજીવન અને હરિયાળી કરીને તેમાં

વિવિધ પ્રકારના વૃક્ષો અને ફળફૂલ ઉગાડે છે. તેના અંતે ફરમાવ્યું : **"ઈન્ન ફી ઝાલિક લઆયાતીલ્લિકવ્મિં-યઅ્કિલૂન"** એટલે કે, તેમાં બુદ્ધિશાળીઓ માટે ઘણી બધી નિશાનીઓ છે. કારણ કે વીજળી અને વરસાદ તથા તેના દ્વારા પ્રાપ્ત થનાર વનસ્પતિ અને ફળફૂલનું સર્જન અલ્લાહપાક તરફથી હોવું બુદ્ધિ અને હિકમત દ્વારા જ સમજી શકાય છે.

## (૬) કુદરતની છઠ્ઠી નિશાની - આકાશ અને પૃથ્વીનું ટકી રહેવું :

કુદરતની છઠ્ઠી નિશાની એ છે કે, આસમાનો અને જમીનનું ટકી રહેવું અલ્લાહપાકના જ હુકમથી છે. અને જ્યારે તેનો હુકમ એ હશે કે, આ વ્યવસ્થાને તોડીફોડી નાંખવામાં આવે તો આ બધી મજબૂત સ્થાયી વસ્તુઓ જેમાં હજારો વર્ષો ચાલ્યા પછી પણ કોઈ નુકસાન અથવા ખલેલ નથી આવતો. એક ક્ષણવારમાં તૂટી-ફૂટીને નષ્ટ થઈ જશે. અને પછી અલ્લાહ તઆલાના જ હુકમથી ફરીવાર બધા મુરદાઓ સજીવન થઈને મેદાને હશ્રમાં એકઠા થઈ જશે.

આ કુદરતની છઠ્ઠી નિશાની વાસ્તવમાં પ્રથમ બધી નિશાનીઓનો ખુલાસો અને હેતુ છે. તેને જ સમજાવવા માટે તેની પ્રથમ પાંચ આયતો વર્ણન કરવામાં આવી છે. અને ત્યાર બાદ કેટલીય આયતો સુધી આ વિષય વર્ણન કર્યો છે.

## દરેક વસ્તુની યોજના વાસ્તવમાં અલ્લાહ તઆલાનું જ કાર્ય છે, મનુષ્યની યોજના તો નામ પૂરતી હોય છે :

અલ્લાહ તઆલા જ દરેક કામની યોજના કરે છે, મનુષ્ય જે પોતાની યોજનાઓ ઉપર ગર્વ કરે છે, થોડી દૃષ્ટિ ઘુમાવીને જુએ તો જાણ થશે કે, તેની યોજના ન તો કોઈ વસ્તુને ઉત્પન્ન કરી શકે છે, અને ન જ તેને બનાવી શકે છે. તેની સમગ્ર યોજનાઓનો ખુલાસો એનાથી વિશેષ કાંઈ નથી કે, અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની પેદા કરેલી વસ્તુઓને લાભકારી ઉપયોગના સ્વરૂપમાં પરિવર્તિત કરી લે અને સમજી લે, વિશ્વના બધા જ પદાર્થોના ઉપયોગની વ્યવસ્થા એ તેની શક્તિ બહારની વસ્તુ છે. કારણ કે મનુષ્ય

પોતાના દરેક કાર્યમાં અન્ય હજારો માનવો, પ્રાણીઓ અને અન્ય સૃષ્ટિના અંશો (મખ્લૂક)નો મોહતાજ છે, જેને પોતાની યોજના પ્રમાણે તે કામમાં લગાડી શકતો નથી. અલ્લાહપાકની કુદરતે જ દરેક વસ્તુની કડી બીજી વસ્તુ સાથે એવી રીતે જોડી છે કે, દરેક વસ્તુનું એક સમવાયીતંત્ર સ્થાપિત થાય છે અને એકબીજા તરફ આપોઆપ આકર્ષાય છે. આપણે મકાન બનાવવાની આવશ્યક્તા ઉભી થાય છે તો નકશો બનાવનાર આર્કિટેક્ટથી લઈને રંગરોગન કરનાર સુધી સેંકડો માણસો પોતાની શક્તિ અને પોતાની કળા લઈને સેવા માટે તૈયાર નજરે પડે છે. બાંધકામનો સામાન જે અનેક દુકાનોમાં વિખરાયેલો પડ્યો છે, બધો જ આપને તૈયાર મળી જાય છે. શું આપની શક્તિમાં એ હતું કે, પોતાના માલ અથવા યોજનાના બળ વડે આ બધી વસ્તુઓ આપમેળે બનાવી લો ? અને બધા માણસોને પોતાની સેવા માટે હાજર કરી લો ? તમે તો શું મોટામાં મોટી સરકાર પણ કાયદાના બળે આવી વ્યવસ્થા સ્થાપિત નથી કરી શકતી. નિઃશંક ! આ યોજના અને વિશ્વના વ્યવસ્થાતંત્રની સ્થાપના માત્ર અને માત્ર હય્યુલ કય્યુમ અલ્લાહ રબ્બુલ ઈજ્જતનું જ કામ છે. મનુષ્ય જો તેને પોતાની યોજના ઠરાવે તો તે જહાલત સિવાય બીજું શું હોઈ શકે છે !?

આ બધી સૃષ્ટિ અને તેના વિસ્મયકારી વ્યવસ્થાપનતંત્ર અને યોજનાઓ અલ્લાહ તઆલાએ એટલા માટે સ્થાપિત કરી છે કે, તમે તેમાં ચિંતન કરો ત્યારે તમને આખિરત અને કયામતનો વિશ્વાસ થઈ જશે. કારણ કે આ આશ્ચર્યજનક વ્યવસ્થાપનતંત્રમાં અને વિશ્વની ઉત્પત્તિ ઉપર દૃષ્ટિ કર્યા પછી એ શંકા મૂળેથી નહીં રહે કે આખિરતમાં મનુષ્યને કઈ રીતે પુનઃ સજીવન કરવામાં આવશે. અને અવશ્ય તેને અલ્લાહપાકની કુદરતથી બાકાત નહીં સમજે. અને જ્યારે એવું અલ્લાહપાકની કુદરતમાં શક્ય હોવાની જાણ થઈ જાય અને જ્યારે એક એવી હસ્તીએ તેની ખબર આપી કે જેના મુખેથી સમગ્ર જિંદગી કોઈ જૂઠ નથી નીકળ્યું તો તે (આખિરત) ઘટવામાં અને સાબિત થવામાં શું શંકા બાકી હોઈ શકે છે ?

“અને તે જ એ જાત છે, જેણે જમીનને ફેલાવી અને તેમાં વજનદાર પહાડો અને નહેરો (નદીઓ) બનાવી.”

જમીનને ફેલાવવાના શબ્દથી તેની ગોળ સપાટીનો નકાર થતો નથી. કારણ કે ગોળ વસ્તુ જ્યારે ખૂબ મોટા વિસ્તારમાં હોય તો તેનો દરેક ભાગ અલગ-અલગ એક ફેલાયેલી સપાટી જ દેખાય છે અને કુર્આને કરીમનું સંબોધન સામાન્ય લોકોની પોતાની એવી જ દૃષ્ટિ પ્રમાણે હોય છે. જેમકે એક જાહેર રીતે જોનાર તેની ફેલાયેલી સપાટીને જ જુએ છે. એટલા માટે તેને ફેલાવવાથી ઓળખાવવામાં આવ્યું છે. પછી તેનું સમતોલપણું જાળવી રાખવા માટે અને વળી અન્ય ઘણા બધા ફાયદાઓ માટે તેના ઉપર ઉંચા-ઉંચા વજનદાર પહાડો સ્થાપી દીધા, જે એક બાજુ તો પૃથ્વીના સમતોલપણાને સ્થાપિત રાખે છે અને બીજી બાજુ સમગ્ર મખ્લૂકને પાણી પહોંચાડવાની વ્યવસ્થા કરે છે. પાણીનો ઘણો મોટો જથ્થો તેના શિખરો ઉપર બરફ સ્વરૂપે મૂકી દેવામાં આવે છે. જેના માટે ન તો કોઈ હોજ કે ટાંકી બનાવવાની આવશ્યક્તા છે અને ન જ નાપાક થવાની સંભાવના કે સડી જવાની શક્યતા છે ! પછી તેને પૃથ્વી નીચેની એક કુદરતી પાઈપલાઈન દ્વારા સમગ્ર દુનિયામાં ફેલાવવામાં આવે છે. તેનાથી જ ક્યાંક તો ખુલ્લી નદીઓ અને નહેરો નીકળે છે અને અમુક સ્થળે પૃથ્વીના ભૂગર્ભમાં સંગ્રહ થઈ કૂવાઓ દ્વારા અથવા પાણીના ભૂગર્ભ સ્રોતોના વહેણમાંથી પાણી પ્રાપ્ત કરવામાં આવે છે.

“પછી તે જમીનમાંથી અનેક પ્રકારના ફળો કાઢ્યા અને દરેક ફળ બે-બે પ્રકારના પેદા કર્યા.” નાના-મોટા, લાલ-સફેદ, ખાટા-મીઠા અને એ પણ શક્ય છે કે, તેનાથી નર-માદા ફળો ભાવાર્થ તરીકે હોય અને ફક્ત બે ન હોય બલ્કે અનેક પ્રકારના અને ભાત-ભાતના ફળો ભાવાર્થ તરીકે હોય જેની સંખ્યા ઓછામાં ઓછી બે તો હોય જ. એટલા માટે નર-માદા (ઈસ્નૈન)થી ઓળખવામાં આવ્યા. અને તે પણ નર-માદાના ભાવાર્થમાં હોય શકે છે. જેમકે ઘણા બધા વૃક્ષો વિશે અનુભવસિદ્ધ સાબિત થયેલ બાબત છે કે, તેમનામાં નર-માદા હોય છે. જેમકે ખજૂર, પપૈયા વગેરે.

અન્ય વૃક્ષોમાં પણ આ જ સંભાવના છે. ભલે હજુ સુધી સંશોધનો અન્ય વૃક્ષો સુધી ન પહોંચ્યા હોય.

નિઃશંક ! આ સમગ્ર સૃષ્ટિ (મખ્લૂક)ની પૈદાઈશ અને તેના આયોજન તથા વ્યવસ્થાપનતંત્રમાં ચિંતન કરનારાઓ માટે અલ્લાહ જલ્લ શાનુહૂની સંપૂર્ણ કુદરતની ઘણી બધી નિશાનીઓ ઉપલબ્ધ છે.

ત્યાર બાદ જમીનમાં ઘણા બધા ટુકડા પરસ્પર જોડાયેલા હોવા છતાં પ્રકૃતિ અને વિશેષતામાં વિવિધ પ્રકારના છે. કોઈ ક્ષારવાળી જમીન છે, તો કોઈ પોચી, કોઈ કઠણ છે તો કોઈ ખેતી લાયક, કોઈ બગીચા લાયક. અને આ ટુકડાઓમાં દ્રાક્ષના બગીચા છે. ખેતી છે. અને ખજૂરના ઝાડો છે. જેમાં અમુક એવા છે કે, એક થડ ઉપર જઈને બે થડો થઈ જાય છે. જેમકે સામાન્ય ઝાડો અને અમુકમાં એક જ થડ રહે છે, જેમકે ખજૂરી વગેરે.

અને આ બધા ફળો જો કે એક જ જમીનમાં પેદા થાય છે, એક જ પાણીથી સીંચવામાં આવે છે, એક જ સૂર્યના કિરણો અને વિવિધ પ્રકારની હવાઓ અને પર્યાવરણો બધા માટે સરખું જ હોય છે, પરંતુ તે છતાં પણ તેના રંગ અને સ્વાદ વિવિધ પ્રકારના અને નાના-મોટાનો ઉઘાડો તફાવત હોય છે.

તેમનામાં એક પ્રકારની સમાનતા હોવા છતાં ભાત-ભાતની વિવિધતા એ વાતની મજબૂત અને સ્પષ્ટ દલીલ છે કે, આ બધો કારોબાર કોઈ હકીમ અને આયોજનકર્તાના ફરમાનના આધીન કાર્યરત્ છે. અને આ ફક્ત ઉત્પત્તિ વિશેની ઉત્ક્રાંતિવાદ (ચાલ્સ ડાર્વિન)ની થિયરી નથી, જેમકે અમુક જાહિલો સમજે છે. કારણ કે જો આ માત્ર ભૌતિક પદાર્થોની ઉત્પત્તિની તબક્કાવાર ઉત્ક્રાંતિ હોત તો પછી આ તત્વો સરખા હોવા છતાં તેમનામાં વિવિધતા કેમ હોય છે ? એક જ જમીનમાંથી, એક જ ઋતુમાં, એક જ પ્રકારનું ફળ નીકળે છે. બીજી ઋતુમાં એ જ પ્રમાણે એક જ વૃક્ષની એક જ ડાળ ઉપર નાના-મોટા અથવા જુદા-જુદા સ્વાદ ધરાવતા ફળો કેમ પેદા થાય છે ?

એમાં કોઈ શંકા નથી કે, અલ્લાહ તઆલાની કુદરત અને શ્રેષ્ઠતા અને તેની વહદાનિયત (એકમાત્ર હોવાની) દલીલ કરનારી ઘણી બધી નિશાનીઓ ઉપસ્થિત છે બુદ્ધિશાળીઓ માટે. તેમાં એક ઈશારો એ છે કે, જે લોકો આ વસ્તુઓમાં ચિંતન નથી કરતા, તે બુદ્ધિશાળી નથી. ભલે દુનિયામાં તેમને કેટલાય બુદ્ધિશાળી સમજવામાં આવતા હોય !

## અલ્લાહપાકના સર્જનમાં કાર્ય અને કારણનો જાહેરી સબંધ હોવો અને તે બધું જ અલ્લાહપાકની કુદરતના તાબે હોવું :

અમૂક આયતોમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને બંદાઓ ઉપર તેના ઈનામો અને ઉપકારોનું વર્ણન છે. જેનાથી અલ્લાહ તઆલાની તવહીદ અને તેના ઈબાદતપાત્ર હોવામાં કોઈ ભાગીદાર ન હોવાનું પણ સાબિત થાય છે.

તડકો અને છાંયડો બંને એવી નેઅમતો છે કે, તેના વિના માનવીની જિંદગી અને તેનો કારોબાર ચાલી નથી શકતો. દરેક સમયે, દરેક સ્થળે તડકો જ તડકો થઈ જાય તો માનવી અને દરેક સજીવ માટે કેવી મુસીબત ઉભી થઈ જાય તે તો દેખીતું છે. અને પડછાયાની પણ એ જ પરિસ્થિતિ છે કે, જો દરેક સ્થળે દરેક સમયે છાંયડો જ રહે, ક્યાંય તડકો જ ન નીકળે તો મનુષ્યની તંદુરસ્તી અને સ્વાસ્થ્ય ઠીક રહી શકતું નથી. અને બીજા પણ હજારો કાર્યોમાં દખલગીરી ઉભી થાય. અલ્લાહપાકે આ બંને નેઅમતો પોતાની સંપૂર્ણ શક્તિથી પેદા કરી. અને મનુષ્યો માટે તેમને રાહતનું અને સંતોષનું કારણ બનાવી. પરંતુ અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ હિકમતથી આ દુનિયામાં પેદા થનાર દરેક વસ્તુઓને ખાસ ખાસ કારણો સાથે જોડી દીધી છે કે, જ્યારે તે કારણો ઉપસ્થિત થઈ જાય છે, તો આ વસ્તુઓ હાજર થઈ જાય છે. જ્યારે નથી હોતું તો આ વસ્તુઓ પણ નથી રહેતી. કારણો મજબૂત અથવા વધારે હોય છે, તો તેના કાર્યોનું અસ્તિત્વ પણ મજબૂત અને વધારે થાય છે. તે અશક્ત અથવા ઓછા હોય તો કાર્યો પણ અશક્ત અને ઓછા થઈ જાય છે. ખોરાક અને ઘાસ ઉગવાનું કારણ જમીન અને

પાણી તથા હવાને બનાવી રાખ્યું છે. પ્રકાશનું કારણ સૂર્ય અને ચંદ્રને બનાવી રાખ્યું છે. વરસાદનું કારણ હવાઓને બનાવી રાખ્યું છે અને તેના દ્વારા ઉપસ્થિત થનાર અસરોમાં એવો મજબૂત અને સ્થાયી વ્યવસ્થાપનતંત્રનો સબંધ સ્થાપિત કર્યો છે કે, હજારો વર્ષોથી કોઈ પણ પ્રકારના નાના સરખા ફરક વિના ચાલી રહ્યું છે. સૂર્ય અને તેની ગતિઓ તથા તેનાથી પેદા થનાર દિવસ-રાત અને તડકા-છાંયડા ઉપર દૃષ્ટિ નાંખો તો એવી મજબૂત વ્યવસ્થા છે કે, સદીઓ બલ્કે હજારો વર્ષોમાં એક મિનિટ બલ્કે એક સેકંડનો ફરક નથી પડતો. ન તો ક્યારેય સૂર્ય અને ચંદ્ર વગેરેની મશીનરીમાં કોઈ કમજોરી આવે છે. અને ન જ ક્યારેય તેને સુધારવાની કે રિપેરીંગની આવશ્યક્તા ઉભી થાય છે. જ્યારથી વિશ્વ અસ્તિત્વમાં આવ્યું છે, એક જ શૈલી, એક જ ગતિથી ચાલી રહ્યું છે. હિસાબ લગાવીને હજારો વર્ષો પછીના સમયને પણ નિશ્ચિત રીતે બતાવી શકાય છે.

કાર્ય અને કારણની આ મજબૂત વ્યવસ્થા જે અલ્લાહપાકની સંપૂર્ણ શક્તિનો આશ્ચર્યજનક નમૂનો અને તેની સંપૂર્ણ શક્તિ તથા ઉચ્ચ કક્ષાની હિકમતની ઠોસ ખુલ્લમ ખુલ્લી દલીલ છે. તેના લગાતાર હોવાને લઈને જ લોકોને ગફલતમાં નાંખી દીધા કે તેમની દૃષ્ટિમાં એ માત્ર જાહેરી કારણો બનીને રહી ગયા. અને આ કારણોને જ બધી વસ્તુઓ અને પ્રભાવોના સર્જક તથા માલિક સમજી બેઠા. પરંતુ આ સમગ્ર કાર્ય અને કારણની અસલી શક્તિ જે આ કારણોથી પેદા થનારી છે, તે કારણોના પડદાઓમાં અદૃષ્ય થઈ ગઈ. એટલા માટે અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબો મનુષ્યને વારંવાર એ બાબત ઉપર સૂચિત કરે છે કે, જરા દૃષ્ટિને વધારે ઉંચી અને ધારદાર બનાવો. કારણના પડદાઓની પાછળ જુઓ, કોણ આ વ્યવસ્થાને ચલાવી રહ્યું છે ? જેથી હકીકત સુધી માર્ગ પામો. આયત **"અલમ તર ઈલા રબ્બિક કય્ફ મદ્દલઝ્ઝિલ્લ"**માં ગાફેલ માનવીને એ બાબતે સૂચિત કરવામાં આવ્યો છે કે, તું દરરોજ જુએ છે કે, સવારે દરેક વસ્તુનો પડછાયો પશ્ચિમ દિશાએ લાંબો હોય છે, પછી તે ઘટવાનું શરૂ થાય છે.

એટલે સુધી કે મધ્યાહ્નના સમયે ઘટીને બિલ્કુલ માથા નીચે આવી જાય છે. ત્યાર બાદ બપોર પછી આ જ પડછાયો તે ક્રમબદ્ધ ગતિ સાથે પૂર્વ દિશાએ ફેલાવાનું શરૂ થાય છે. દરેક મનુષ્ય આ તડકા અને છાંયડાના લાભો દરરોજ પ્રાપ્ત કરે છે અને તેની આંખો જુએ છે કે, આ સઘળું સૂર્યના ઉગવાના, પછી તેના ઉંચા થવાના, પછી તેના પશ્ચિમ તરફ ઢળવાના આવશ્યક પરિણામે અને કારણે છે. પરંતુ સૂર્યના ગોળાનું સર્જન અને ત્યાર બાદ તેને એક ખાસ વ્યવસ્થા હેઠળ સ્થાપિત રાખવાનું કાર્ય કોણે કર્યું તે આંખોથી દેખાતું નથી. તેને જોવા માટે દિલની આંખો અને સમજદારીની દીર્ઘદૃષ્ટિ જરૂરી છે. પ્રસ્તુત આયતમાં આ જ સમજદારી મનુષ્યને આપવાનો હેતુ છે કે, આ પડછાયાઓનું વધવું-ઘટવું જો કે તમારી નજરોમાં સૂર્ય સાથે સબંધ ધરાવે છે, પરંતુ એના ઉપર ચિંતન કરો કે, સૂર્યને આવી શાન સાથે કોણે પેદા કર્યો. અને તેની ગતિઓને એક ખાસ વ્યવસ્થાતંત્ર હેઠળ કોણે ચલાવી ? જેની સંપૂર્ણ શક્તિએ આ બધું કંઈ કર્યું છે તે જ વાસ્તવમાં આ તડકા-છાંયડાની નેઅમતોને અર્પણ કરનારો છે. જો તેણે ઈચ્છ્યું હોત તો આ તડકા-છાંયડાને એવી સ્થિતિ ઉપર કાયમ કર્યો હોત, જેનાથી જ્યાં તડકો છે ત્યાં હંમેશા તડકો જ રહ્યો હોત, જ્યાં છાંયડો છે ત્યાં હંમેશા છાંયડો જ રહ્યો હોત. પરંતુ તેની હિકમતે મનુષ્યની જરૂરતો અને લાભો ઉપર દૃષ્ટિ કરીને એવું કર્યું નથી. **“વલવ શાઅ લજઅલહુ સાકિના”**નો આ જ ભાવાર્થ છે.

માનવીને આ જ હકીકતથી માહિતગાર કરવા માટે પડછાયાના પાછા ફરવાને અને ઘટવાને આયતમાં આ વિષયથી ઓળખાવ્યો છે. **“કબદ્નાહુ ઈલય્ના કબ્દય યસિરા”** એટલે કે પછી પડછાયાને અમે પોતાના તરફ સમેટી લીધો. એ સ્પષ્ટ બાબત છે કે, અલ્લાહ તઆલા શરીર, શારિરીક સબંધો અને દિશા તથા સ્થળથી ઉચ્ચ છે. તેના તરફ છાંયડાનું સમેટાવાનો ભાવાર્થ એ જ છે કે, આ બધું કાર્ય તેની સંપૂર્ણ શક્તિથી જ થયું.

## કાયનાત (યુનીવર્સ) બાબતે વૈજ્ઞાનિક માહિતી અને કુર્આની દૃષ્ટિકોણ :

હઝરત મૂફતી મુહમ્મદ શફીઅ (રહ.)એ ''મઆરીફુલ કુર્આન''માં વિજ્ઞાની માહિતીઓ અને કુર્આન શરીફ તથા માનવબુધ્ધિ અને બુદ્ધિ-શાળીઓ વિશે વિગતવાર લખ્યું છે. તે ગુજરાતી ભાષાંતરથી નકલ કરવું મુનાસિબ સમજું છું. એક વાત સૈદ્ધાંતિક સ્વરૂપે સમજી લેવી જરૂરી છે કે, કુર્આને કરીમ કોઈ ફિલોસોફી અથવા ખગોળશાસ્ત્રનું પુસ્તક નથી જેનો વિષય સંશોધનોની ચર્ચા અથવા આસમાનો અને સૃષ્ટિ તથા તારાઓની ખગોળીય ગણતરીઓ વગેરેનું વર્ણન કરવાનો હેતુ હોય, પરંતુ તેની સાથે જ તે આસમાન અને પૃથ્વી તથા તેમની વચ્ચેની સમગ્ર સૃષ્ટિનું વર્ણન વારંવાર કરે છે, તેમાં ચિંતન અને મનન કરવાનું આમંત્રણ પણ આપે છે. કુર્આને કરીમની આ બધી આયતોમાં વિચાર કરવાથી સ્પષ્ટ રીતે આ સાબિત થઈ જાય છે કે, કુર્આને કરીમ આ બ્રહ્માંડ (Universe)ની વાસ્તવિક્તા વિશે મનુષ્યને માત્ર તે વસ્તુઓ બતાવવા ઈચ્છે છે, જેનો સબંધ તેની માન્યતા અને દૃષ્ટિકોણની દુરૂસ્તી સાથે હોય અથવા તેનાથી દીન અને દુનિયાનો લાભ હોય. દાખલા તરીકે કુર્આને કરીમે આસમાન અને પૃથ્વી તથા તારાઓ અને ગ્રહોનો અને તેમની ગતિઓ અને ગતિઓથી પેદા થનાર અસરોનું વર્ણન વારંવાર એક તો એ હેતુથી કર્યું છે કે, મનુષ્ય તેની આશ્ચર્યજનક કારીગરી અને મહાન અસ્વાભાવિક નિશાનીઓ જોઈને એ વિશ્વાસ કરે કે આ વસ્તુઓની ઉત્પત્તિ (પેદાઈશ) આપમેળે નથી થઈ ગઈ, તેને પેદા કરનાર કોઈ સૌથી મોટો હકીમ, સૌથી મોટો જાણકાર અને સૌથી મોટો શક્તિ અને તાકતવાળો છે. અને આ વિશ્વાસ માટે કદાપિ એ આવશ્યક્તા નથી કે, આસમાનો અને સૃષ્ટિ તથા વાતાવરણ અને તારાઓ અને ગ્રહોના દળ (Mass)ની વાસ્તવિક્તા અને તેનું વાસ્તવિક ખગોળીય સ્વરૂપ અને તેની સંપૂર્ણ વ્યવસ્થાની પૂરેપૂરી જાણકારી તેને મળી જાય, બલ્કે માનવી માટે માત્ર એટલું જ પૂરતું છે જેને દરેક વ્યક્તિ સાબિતીઓથી જુએ અને સમજે છે કે, સૂર્ય અને ચંદ્ર તથા અન્ય તારાઓ ક્યારેક સામે આવે

છે અને ક્યારેક ગાયબ થઈ જાય છે. વળી ચંદ્રના વધવા અને ઘટવાથી, રાત-દિવસના પરિવર્તનોથી, વિવિધ પ્રકારની ઋતુઓ અને વિવિધ પ્રદેશોમાં દિવસ-રાતના વધવા-ઘટવાની આશ્ચર્યજનક કુદરતી વ્યવસ્થા છે, જે હજારો વર્ષોથી ક્યારેય એક મિનિટ કે સેકંડના ફરક વિના ચાલે છે. આ બધી બાબતોથી એક સામાન્ય બુદ્ધિ અને સમજદારી ધરાવનાર મનુષ્ય એ વિશ્વાસ કરવા ઉપર મજબૂર થઈ જાય છે કે, આ બધું વ્યવસ્થિત ચાલતું વ્યવસ્થાપન-તંત્ર આમ આપમેળે જ ઉભું નથી થઈ ગયું અથવા ચાલી નથી રહ્યું, બલ્કે કોઈ તેને બનાવનારો અને ચલાવનારો અને બાકી રાખનારો પણ છે. અને આટલું સમજવા માટે મનુષ્યને ન તો કોઈ ફિલસૂફીયુક્ત રીસર્ચ કે ખગોળીય વેધશાળાઓ કે યંત્રોની જરૂર પડે છે અને ન જ કુર્આને તે બાબત તરફ આમંત્રણ આપ્યું છે. કુર્આન શરીફનું આમંત્રણ માત્ર એટલી હદ સુધી તે વસ્તુઓમાં ચિંતન અને મનન કરવાનું છે, જે સામાન્ય સાબિતીઓ અને અનુભવોથી પ્રાપ્ત થઈ શકે છે. આ જ કારણ છે કે, રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અને સહાબએ કિરામ (રદી.)એ ખગોળીય યંત્રો બનાવવા અથવા ઉપલબ્ધ કરવા અને હિસાબી ખગોળીય ગણતરીઓ જાણવાની સદંતર કોઈ પ્રથા ન અપનાવી. જો આ બ્રહ્માંડને લગતી આયતોમાં ચિંતન અને મનન કરવાનો એ અર્થ હોત કે તેની વાસ્તવિક્તાઓ અને ગણતરીઓ તથા તેની ગતિઓની ફિલસૂફી જાણવામાં આવે તો એ અશક્ય હતું કે, રસૂલે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેની કાળજી ન લીધી હોત, ખાસ કરીને જ્યારે કે આ કળાઓનો રિવાજ અને તેના શીખવા-શિખવાડવાનો ક્રમ દુનિયામાં તે સમયે ઉપસ્થિત પણ હતો. ઈજિપ્ત, સિરીયા, ભારત, ચીન વગેરેમાં આ કળાઓના જાણકારો અને તેના ઉપર કામ કરનામા મૌજૂદ હતા. હઝરત મસીહ (અલૈ.)થી પાંચસો વર્ષ પહેલાં પાયથાગોરસનો અને તેનાથી અમુક સમય પછી ટોલેમી (ઈ.સ.૧૩૯)નો સિદ્ધાંત દુનિયામાં પ્રચલિત અને પ્રસારિત થઈ ચૂક્યો હતો. અને તે સમયકાળમાં પરિસ્થિતિ અનુસાર વેધશાળાને લગતા યંત્રો વગેરેનું સંશોધન પણ થઈ ચૂક્યું હતું. પરંતુ જે પવિત્ર હસ્તી ઉપર આ આયતો નાઝિલ થઈ અને જે સહાબએ

કિરામ (રદી.)એ પ્રત્યક્ષ (પોતે-જાતે) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસેથી તઅલીમ મેળવી, તેમણે ક્યારેય તે બાજુ વિચાર સુદ્ધાં નથી કર્યો. એનાથી નિશ્ચિત રીતે જાણ થાય છે કે, આ ખગોળશાસ્ત્રને લગતી આયતમાં ચિંતન-મનન અને વિચાર કરવાનો તે હેતુ બિલ્કુલ નથી કે જે આજકાલ અમુક આધુનિકતાવાદી ઉલમા યુરોપ અને તેના સંશોધનોથી પ્રભાવિત થઈને અપનાવી રહ્યા છે કે, અવકાશી મુસાફરી ચંદ્ર અને ગ્રહો ઉપર વિહરવું કુર્આન શરીફના તકાદાઓને પૂરા કરવું છે.

બસ સાચી વાત એ છે કે, કુર્આને કરીમ ન તો તે ફિલસૂફીઓ અને પ્રાચીન અથવા અર્વાચીન વૈજ્ઞાનિક સંશોધનો તરફ લોકોને આમંત્રણ આપે છે અને ન જ તેની ચર્ચા કરે છે અને ન તો તેનો વિરોધ કરે છે. કુર્આને કરીમનો હિકમતપૂર્ણ સિદ્ધાંત અને શૈલી સૃષ્ટિ અને સર્જન વિશે બધી જ વિદ્યાકળાઓ બાબતે આ જ છે કે, દરેક હુનર અને કળાની વસ્તુઓનું માત્ર એટલે સુધી જ વર્ણન અને ઉલ્લેખ કરે છે, જેટલું પ્રમાણ મનુષ્યની દીની અથવા દુન્યવી જરૂરતોથી જોડવાયેલી છે. અને જેને મનુષ્ય સરળતાથી પ્રાપ્ત પણ કરી શકે છે. અને જેની પ્રાપ્તિ થવાથી લગભગ તેને સંતોષ પણ થઈ શકે છે. ફિલસૂફીઓ ડહોળવાથી અથવા આવી ચર્ચાઓ અને સંશોધનોમાં પડવાથી જે સામાન્ય મનુષ્યના કાબૂ બહારની વાતો છે. અને જેને કંઈક પ્રાપ્ત કરી લેવા પછી પણ નિશ્ચિત રીતે એવું ન કહી શકાય કે તે ચોક્કસ સાચું અને સ્થાપિત સત્ય છે, બલ્કે તેનાથી આશ્ચર્ય અને શંકાઓ વધે છે. આવી બહસોમાં કુર્આન માનવીને ગુંચવતું નથી. કારણ કે કુર્આન શરીફની દષ્ટિમાં માનવીની ઈચ્છિત મંઝિલ તે સમગ્ર જમીની અને આસમાની સૃષ્ટિ અને મખ્લૂકથી આગળ પોતાના સર્જનહારની મરજી ઉપર ચાલીને જન્નતની કાયમી નેઅમતો અને રાહતો પ્રાપ્ત કરવાની છે. સૃષ્ટિની વાસ્તવિક્તાઓની બહસ ન તો તેના માટે જરૂરી છે અને ન જ તેના ઉપર મનુષ્યનો સંપૂર્ણ કાબૂ છે. દરેક યુગમાં ફિલોસોફરો અને ખગોળશાસ્ત્રના નિષ્ણાંતોના દષ્ટિકોણોમાં સતત વિરોધાભાસો અને દરરોજ નવા નવા સંશોધનો અને થિયરીઓ એ બાબતની સપષ્ટ દલીલ છે કે, કોઈ પણ

દૃષ્ટિકોણ અને સંશોધનને નિશ્ચિત અને અંતિમ કહી શકાય નહીં. મનુષ્યની આવશ્યકતાઓથી સબંધિત બધી જ કળાઓ અને હુનરો જેમકે અવકાશ-શાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, સૃષ્ટિ અને વાતાવરણ, વાદળ અને વરસાદ, પૃથ્વીના ભૂ-ભાગો, પછી જમીનમાંથી ઉત્પન્ન થનાર મખ્લૂકો, ભૂચર, જળચર, ખેચર, વનસ્પતિ વગેરેથી અને માનવજગત તથા માનવસર્જિત વિદ્યાકળાઓ અને હુનર, વેપાર, ઉદ્યોગ, કળા-કારીગરી વગેરે આ બધામાંથી કુર્આને કરીમ માત્ર તેમની રૂહ (આત્મા) અને સ્થાપિત સત્ય હોય એવો ભાગ એટલા પ્રમાણમાં લે છે, જેનાથી માનવીની દીની અથવા દુન્યવી જરૂરિયાત જોડાયેલી છે. મોટા મોટા કાબૂ બહારના સંશોધનોના દલદલમાં કુર્આન મનુષ્યને ફસાવતું નથી. અલબત્ત, ક્યાંક ક્યાંક કોઈ ખાસ બાબત તરફ ઈશારો અથવા ખુલાસો પણ જોવા મળે છે.

## કુર્આનના વિવરણ (તફસીર)માં ફિલસૂફીયુક્ત દૃષ્ટિકોણોની મદદ અથવા વિરોધનું સાચું માપદંડ :

પ્રાચીન અને અર્વાચીન ઉલમાએ હક્ક (સત્યવાદી વિદ્વાનો) એ બાબત ઉપર સહમત છે કે, આ બાબતો વિશે જે વાતો કુર્આને કરીમમાં નિશ્ચિત સ્વરૂપે સાબિત છે, જો કોઈ પ્રાચીન અથવા અર્વાચીન દૃષ્ટિકોણ તેનાથી વિરૂદ્ધ હોય તો તેના કારણે કુર્આનની આયતોમાં ખેંચતાણ અથવા તા'વીલ કરવી જાઈઝ નથી. આ દૃષ્ટિકોણને જ ખોટો ઠરાવવામાં આવશે. અલબત્ત જે મસ્અલાઓમાં કુર્આને કરીમનો કોઈ ખુલાસો ઉપસ્થિત નથી. કુર્આન શરીફના શબ્દોમાં બંને અર્થોની સંભાવના હોય છે, ત્યાં જો સાબિતીઓ અને અનુભવથી કોઈ એક દૃષ્ટિકોણને બળ પ્રાપ્ત થાય તો કુર્આન શરીફની આયતનો પણ તે જ અર્થ ઉપર સ્થાપિત કરવામાં કોઈ વાંધો નથી. જેમકે આયત **"જઅલ્ના ફીસ્સમાઈ બુરૂઝન"**માં કુર્આને કરીમે આ વિષયમાં કોઈ સ્પષ્ટ ફેંસલો નથી આપ્યો કે, તારાઓ આસમાનના દળ (**The Mass of Sky**)નો ભાગ છે અથવા તેની બહાર આસમાનના વાતાવરણમાં છે ? આજકાલ જ્યારે કે અવકાશી સંશોધનોએ એ સાબિત કરી દીધું છે કે, તે ગ્રહો સુધી પહોંચી શકાય છે, તો તેનાથી પાયથાગોરસના દૃષ્ટિકોણનું

સમર્થન થઈ ગયું કે, તારાઓ આસમાનોના દળમાં સામેલ નથી. કારણ કે કુર્‌આને કરીમ અને સ્પષ્ટ હદીષોના ખુલાસાઓની રૂએ આસમાન એક એવો ભાગ છે, જેમાં દરવાજા છે. અને દરવાજાઓ ઉપર ફરિશ્તાઓનો પહેરો છે. તેમાં દરેક વ્યક્તિ પ્રવેશ નથી કરી શકતો. આ સાક્ષાત્કાર અને અનુભવની બીનાએ પ્રસ્તુત આયતનો એ ભાવાર્થ ઠરાવવામાં આવશે કે, તારાઓને આસમાનના વાતાવરણ (અવકાશ)માં પેદા કરવામાં આવ્યા છે. અને આ કોઈ તા'વીલ નથી. બલ્કે બે ભાવાર્થમાંથી એકને લીધો છે. પરંતુ જો કોઈ મૂળેથી આસમાનોના અસ્તિત્વનો જ ઈન્કાર કરે, જેમકે અમુક આધુનિક ખગોળશાસ્ત્રીઓ કરે છે અથવા કોઈ એવો દા'વો કરે કે રોકેટો અને હવાઈજહાઝો દ્વારા આસમાનોની અંદર પ્રવેશ કરી શકાય છે, તો કુર્‌આનની રૂએ તેનો દા'વો જૂઠો ઠરાવવામાં આવશે. કારણ કે કુર્‌આને કરીમની અનેક આયતોમાં આ વાત સ્પષ્ટ રીતે બતાવવામાં આવી છે કે, આસમાનોમાં દરવાજા છે. અને તે દરવાજા ખાસ ખાસ પરિસ્થિતિઓમાં ખોલવામાં આવે છે. તે દરવાજાઓ ઉપર ફરિશ્તાઓના પહેરાઓ લાગેલા છે. આસમાનોમાં દરેક વ્યક્તિનો પ્રવેશ જ્યારે ઈચ્છે નથી થઈ શકતો. આ દા'વાના કારણે તે આયતોમાં કોઈ તા'વીલ (યુક્તિપૂર્વકની બાંધછોડ) કરવામાં નહીં આવે. અને તે દા'વાને જૂઠો ઠરાવવામાં આવશે.

એ જ પ્રમાણે જ્યારે કે કુર્‌આને કરીમની આયત **"કુલ્લુન ફી ફલકીં યસ્બહુન"**થી (તારાઓ)નું ગતિ કરવું સાબિત છે, તો આ મા'મલામાં ટોલેમીના દ્દષ્ટિકોણને ખોટો ઠરાવવામાં આવશે. જેની રૂએ તારાઓ આસમાનના દળ (Mass)માં સમાયેલા છે, તે પોતે ગતિ નથી કરતા, બલ્કે આસમાનની ગતિના તાબે તેની ગતિ હોય છે.

એનાથી જાણ થઈ કે, પ્રાચીન વિવરણકારોમાં તે અમુક લોકો જે ખગોળશાસ્ત્ર વિશે ટોલેમીના દ્દષ્ટિકોણને સાચો માનનારા હતા, તેમણે તે કુર્‌આનની આયતોમાં તા'વીલોથી કામ લીધું. જેનાથી ટોલેમીના દ્દષ્ટિકોણ વિરૂદ્ધ કોઈ વસ્તુ સમજવામાં આવતી હતી. એ જ પ્રમાણે આજના અમુક લેખકો જે આયતોને આધુનિક ખગોળશાસ્ત્રની થિયરીઓથી વિરૂદ્ધ સમજે

છે, તેમાં તા'વીલો કરીને તે દષ્ટિકોણ અને થિયરીઓ પ્રમાણે બનાવવાની ચિંતા કરે છે. આ બંને સ્વરૂપો યોગ્ય નથી, બલ્કે પુરોગામી બુઝુર્ગોના તરીકા વિરૂદ્ધ છે. અલબત્ત વાત એમ જ છે કે, અત્યાર સુધી આધુનિક ખગોળશાસ્ત્રના જે નવા સંશોધનો રજુ થયા છે, તેમાં આસમાનોના ઈન્કાર સિવાય કોઈ પણ બાબત કુર્આન અને સુન્નતથી વિરૂદ્ધ નથી. અમુક લોકો પોતાના અધૂરા જ્ઞાનથી તેને કુર્આન અને સુન્નતની વિરૂદ્ધ સમજીને તા'વીલો કરવા મંડી પડે છે.

અલ્લામહ સય્યિદ મહમૂદ શકરી આલૂસીએ આ બાબતો ઉપર એક આગવું પુસ્તક લખ્યું છે. જેમાં આધુનિક ખગોળશાસ્ત્રના દષ્ટિકોણોનું સમર્થન કુર્આને કરીમની રોશનીમાં કરવામાં આવ્યું છે. પરંતુ બીજા આધુનિકતાવાદી ઉલમાની જેમ કુર્આનની આયતોમાં કોઈ પણ પ્રકારની તા'વીલ કરવાને યોગ્ય સમજ્યું નથી. તેમના અમુક વાક્યો આ સ્થળે નકલ કરવું પૂરતું છે, જે આધુનિક ખગોળશાસ્ત્રના સમર્થનમાં લખ્યા છે. તેઓ કહે છે :

"મેં આધુનિક ખગોળશાસ્ત્રના ઘણા બધા નિયમોને જોયા છે, જે કુર્આન શરીફ અને સુન્નતની નુસૂસ વિરૂદ્ધ નથી. અને તે છતાં જો તે કુર્આન અને સુન્નતની કોઈ નસ વિરૂદ્ધ હોય તો અમે તેના તરફ વલણ દાખવીશું નહીં. અને કુર્આન તથા સુન્નતની નુસૂસમાં તેના કારણે તા'વીલ કરીશું નહીં. કારણ કે આવી તા'વીલ સલફે સાલિહીનના સ્વિકૃત મઝહબમાં નથી. બલ્કે અમે તે સમયે એવું કહીશું કે, જે દષ્ટિકોણ કુર્આન શરીફ અને સુન્નત વિરૂદ્ધ છે, તેમાં જ કોઈ ક્ષતિ છે. કારણ કે અકલે સલીમ (સાચી બુધ્ધિ) અને સાચા વર્ણનો (કુર્આન શરીફ, હદીષ શરીફ)માં ક્યારેય વિરોધાભાસ નથી હોતો, બલ્કે તેઓ એકબીજાનું સમર્થન કરે છે."

ખુલાસો એ છે કે, ખગોળશાસ્ત્ર તથા તારાઓ અને ગ્રહોની ગતિઓ તથા તેની કળાઓ વિશે સંશોધન અને ચર્ચા કોઈ નવો હુનર નથી. હજારો વર્ષો પહેલાંથી આ બાબતો ઉપર સંશોધનોનો ક્રમ ચાલુ છે. ઈજિપ્ત, સિરીયા, હિન્દુસ્તાન, ચીન વગેરેમાં આ કળાઓની ચર્ચા પ્રાચીન સમયથી ચાલી

આવી રહી છે. હઝરત મસીહ (અલૈ.)ના પાંચસો વર્ષ પહેલાંથી આ વિદ્યાનો નિષ્ણાંત પાયથાગોરસ થઈ ચૂક્યો છે, જે ઈટાલીના વિદ્યાલય ક્રોટોનામાં કાયદેસર તેનું શિક્ષણ આપતો હતો. ત્યાર બાદ હઝરત મસીહ (અલૈ.)ના જન્મથી લગભગ ૧૪૦ વર્ષ પહેલાં આ કળાનો બીજો નિષ્ણાંત ટોલેમી રોમથી આવ્યો અને તે સમયમાં એક બીજો ફિલોસોફર હીરખુશ પ્રખ્યાત થયો, જેણે ખૂણા-ભૂમિતિ માપવાના યંત્રો બનાવ્યા.

એક અમેરિકન અવકાશયાત્રી જ્હોન ગ્લેમ જે સફળતાપૂર્વક અવકાશની યાત્રાએથી પાછો આવ્યો. અને તેની સફળતા ઉપર તેના સમર્થકો અને વિરોધીઓએ બધાએ ભરોસો કર્યો. તેનું એક નિવેદન અમેરિકાના પ્રખ્યાત માસિક ‘‘રીડર ડાયજેસ્ટ’’માં અને તેનો ઉર્દૂ તરજુમો અમેરિકાના ઉર્દૂ માસિક ‘‘સેરબીન’’માં ખુલાસાવાર વિગતે પ્રકાશિત થયો છે. અત્રે તેના અમુક મહત્વના અવતરણો ‘‘સેરબીન’’ માસિકમાંથી નકલ કરવામાં આવે છે. જેનાથી આપણી ચર્ચાના મુદ્દા ઉપર પૂરતો પ્રકાશ પડે છે. જ્હોન ગ્લૅમે પોતાના લાંબા લેખમાં અવકાશની અજાયબીઓનું વર્ણન કરતાં લખ્યું છે કે, ‘‘આ જ તે એકમાત્ર વસ્તુ છે, જે અવકાશમાં ખુદાના અસ્તિત્વ ઉપર દલીલ કરે છે. અને એ કે કોઈ શક્તિ અવશ્ય છે, જે આ બધાનું કેન્દ્ર છે. જે તેને કાબૂમાં રાખે છે.’’

આગળ લખે છે કે, ‘‘તદુપરાંત અવકાશમાં જે વ્યવસ્થા પ્રથમથી ઉપસ્થિત છે, તેને જોઈને આપણા પ્રયત્નો અતિ તુચ્છ છે. વૈજ્ઞાનિક પરિ-ભાષાઓ અને માપદંડોમાં અવકાશની વ્યાખ્યા અશક્ય છે.’’

આગળ વિમાનો અને રૉકેટોની શક્તિનું વર્ણન કરીને લખે છે :

‘‘પરંતુ એક ચોક્કસ અને અનુભવી ન શકાય એવી શક્તિ વિના તેનો ઉપયોગ પણ મર્યાદિત અને નિરર્થક થઈને રહી જાય છે. એટલા માટે કે હવાઈજહાઝને પોતાના હેતુની પૂર્ણતા માટે નિશ્ચિત દિશાની આવશ્યક્તા હોય છે અને આ કામ હોકાયંત્રથી લેવામાં આવે છે. તે શક્તિ જે હોકાયંત્રને ગતિમાં રાખે છે તે આપણી બધી ઈન્દ્રિયો (**Senses**) માટે એક ઉઘાડો

પડકાર છે. તેને ન તો આપણે જોઈ શકીએ છીએ, ન સાંભળી શકીએ છીએ. ન સ્પર્શ કરી શકીએ છીએ, ન ચાખી શકીએ છીએ, ન સુંઘી શકીએ છીએ. જ્યારે કે પરિણામનું જાહેર થવું તેના ઉપર સ્પષ્ટ દલીલ કરી રહ્યું છે કે, અત્રે કોઈ શક્તિ અવશ્ય ઉપસ્થિત છે.''

આ છે અવકાશયાત્રીઓ અને ગ્રહો ઉપર અવકાશયાનો મોકલનારાઓની કમાણી અને તેનો અંતિમ ખુલાસો, જે આપણે અમેરિકી અવકાશયાત્રીના નિવેદનમાં વાંચી લીધો કે આ બધી જ દોડધામ અને પ્રયત્નોના પરિણામે સૃષ્ટિના રહસ્ય અને તેની વાસ્તવિક્તા સુધી પહોંચવું તો દૂરની વાત, બલ્કે અનહદ અને બેહિસાબ ગ્રહો, તારાઓ અને તેમના પોતાની કક્ષાના ભ્રમણોની જાણકારી જોઈને તેનું આશ્ચર્ય ઓર વધી ગયું. વૈજ્ઞાનિક ઉપકરણોથી તેની સાચી ઓળખ કરવી અશક્ય હોવાની અને પોતાના બધા પ્રયત્નોની તેના મુકાબલામાં તુચ્છ હોવાની જાહેરાત કરવી પડી. બસ, ખુલાસો એટલો પ્રાપ્ત થયો કે, આ સમગ્ર બ્રહ્માંડનું વ્યવસ્થાપનતંત્ર તથા તારાઓ અને ગ્રહોની ગતિઓ તે આપોઆપ સર્જાયેલું નથી, બલ્કે કોઈ મહાન અને જેને પ્રત્યક્ષ અનુભવી ન શકાય એવી શક્તિના હુકમ હેઠળ ચાલી રહ્યું છે. આ જ તે વાત છે, જેને અંબિયા (અલૈ.)એ પ્રથમ ડગલે સામાન્ય મનુષ્યોને બતાવી દીધું હતું અને કુર્આને કરીમની અનેક આયતોમાં આ જ વસ્તુનો વિશ્વાસ અપાવવા માટે આસમાન અને જમીન, તારાઓ અને ગ્રહો વગેરેની પરિસ્થિતિ પર વિચાર અને ચિંતન કરવાનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે.

આપણે જોઈ લીધું કે, જે પ્રમાણે પૃથ્વી ઉપર બેસીને આસમાનના વાતાવરણ તથા ગ્રહો, તારાઓનું સંશોધન અને તેની કક્ષાઓ, ગતિઓ ઉપર ફિલસુફીયુક્ત ચર્ચાઓ કરનાર તે વસ્તુઓની મૂળ વાસ્તવિક્તા સુધી પહોંચી નથી શક્યા અને અંતે પોતાની લાચારી અને અસહાયતાનો સ્વીકાર કર્યો. એ જ પ્રમાણે આ પૃથ્વીથી લાખો માઈલ ઉપરની મુસાફરી કરનારા અને ચંદ્ર ઉપરથી પથ્થર અને માટી તથા ત્યાંના ફોટા લાવનારા પણ વાસ્તવિક્તાને ઓળખવાના મેદાનમાં તેનાથી કંઈક આગળ ન વધી શક્યા.

## આવા સંશોધનોએ માનવી અને માનવતાને શું આપ્યું ? :

જ્યાં સુધી મનુષ્યનો સંઘર્ષ તથા તેની વૈચારિક ક્રાંતિ તથા તેના આશ્ચર્યજનક અને વિસ્મયકારી સંશોધનોનો મામલો છે, તે પોતાની જગ્યાએ યોગ્ય અને ઠીક છે. સામાન્ય દૃષ્ટિના આધારે વખાણવા લાયક પણ છે. પરંતુ જો તેના ઉપર વિચાર કરવામાં આવે તો તેમાંથી ઘણું બધું માત્ર નિરર્થક તમાશો અને વ્યર્થ ચર્ચાઓ છે. જેનાથી માનવ કે માનવતાનો કોઈ મોટો ફાયદો કે લાભ ન હોવાથી તે બુધ્ધિશાળીઓ અને વિદ્વાનોનું કાર્ય નથી. જોવું એ જોઈએ કે આ પચાસ વર્ષોની મહેનતો અને અરબો ખરબો રૂપિયા જે ઘણા બધા માનવીઓની મુસીબતો અને તકલીફોને દૂર કરવા માટે પૂરતા હોત તેને આગને હવાલે કરી દેવા અને ચંદ્ર સુધી પહોંચીને ત્યાંની માટી પથ્થર સમેટી લાવવાથી માનવોનું કે માનવતાનું શું ભલું થયું ? માનવોની ઘણી મોટી સંખ્યા એવા લોકોની છે, જેઓ ભૂખે મરે છે. તેમને કપડાં અને માથું છુપાવવા માટે જગ્યા ઉપલબ્ધ નથી. શું આ મહેનતોથી તેમની ગરીબી અને મુસીબતનો કોઈ હલ કાઢ્યો ? અથવા તેમની બીમારીઓ અને આફતો માટે તંદુરસ્તી અથવા રાહતની કોઈ વ્યવસ્થા કરી ? અથવા તેમના માટે મનના સંતોષ અને શાંતિનો કોઈ સામાન ઉપલબ્ધ કરાવ્યો ? સાચે જ કોઈ પણ વ્યક્તિ પાસે તેનો જવાબ નકાર સિવાય હશે નહીં.

એ જ કારણ છે કે, કુર્આન અને સુન્નત મનુષ્યને એવી નિરર્થક પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત થવાથી દૂર રાખે છે અને વિશ્વની સૃષ્ટિમાં વિચાર, ચિંતન અને મનન કરવાનું આમંત્રણ માત્ર બે સ્વરૂપોમાં આપે છે. પ્રથમ સ્વરૂપ જે મૂળ હેતુ છે તે એ છે કે, આ આશ્ચર્યજનક નિશાનીઓને જોઈને અદ્વિતિય અને સાચા સૃષ્ટા અને જેને પામી ન શકાય એવી શક્તિનો વિશ્વાસ કરી લે, જે આ સમગ્ર વ્યવસ્થાપનતંત્ર ચલાવી રહ્યો છે. તેનું જ નામ અલ્લાહ છે. બીજું આ પૃથ્વી અને આસમાની મખ્લૂકોમાં અલ્લાહપાકે મનુષ્યના લાભ માટે દરેક જરૂરતની વસ્તુઓ ઉપલબ્ધ કરાવી દીધી છે. મનુષ્યનું કામ એ છે કે, પોતાની બુદ્ધિ અને સમજદારીથી તથા સંઘર્ષ કરીને તેનાથી કામ લે અને તે વસ્તુઓને જમીનના ખજાનાઓમાંથી કાઢે અને

ઉપયોગ કરવાની પદ્ધતિઓ શીખી લે. પ્રથમ સ્વરૂપ મૂળ હેતુ છે અને બીજું સ્વરૂપ બીજો હેતુ પૂર્ણ કરવા માટે એટલે કે પોતાની જરૂરતો સંતોષવા માટે છે. એટલા માટે આવશ્યક્તાથી વધારે તેમાં ઓતપ્રોત થવું પસંદ કરવામાં આવ્યું નથી અને વૈશ્વિક સૃષ્ટિમાં ચિંતન, મનન અને વિચાર કરવાના બંને સ્વરૂપો મનુષ્ય માટે સરળ પણ છે અને પરિણામલક્ષી પણ છે. અને બંને સ્વરૂપોના પરિણામોમાં પ્રાચીન અને અર્વાચીન ફિલોસોફીઓનો કોઈ મતભેદ પણ નથી. તે બધા મતભેદો અને વિરાધાભાસો ખગોળશાસ્ત્ર, અવકાશી પદાર્થો, ગ્રહો, નક્ષત્રોની ગતિઓ તથા તેની વાસ્તવિક્તાના સંદર્ભમાં છે, જેને કુર્આને વ્યર્થ અને પામી ન શકાય એવું ઠરાવીને ઉપેક્ષિત કર્યું છે.

આ બધી જ વિગતોનો ખુલાસો એ છે કે, અવકાશી પદાર્થોની સૃષ્ટિ તથા પૃથ્વીની સૃષ્ટિમાં ચિંતન-મનનના સ્વરૂપે તેમના પેદા કરનારના અસ્તિત્વ તથા તવહીદ અને તેના અજોડ જ્ઞાન અને શક્તિ ઉપર દલીલ કરવામાં આવે એ જ કુર્આનનો મુખ્ય હેતુ છે. અને કુર્આને કરીમ ઠેકાણે ઠેકાણે એનું આમંત્રણ આપી રહ્યું છે અને એ સ્વરૂપે કે જે વસ્તુઓમાં મનુષ્યની સામાજિક સમસ્યાઓનો સબંધ છે, તે પણ જરૂરતની મર્યાદા સુધી કુર્આને કરીમનો હેતુ છે અને કુર્આને કરીમ તે તરફ આમંત્રણ પણ આપે છે. પરંતુ એ તફાવતની સાથે કે આર્થિક અને સામાજિક આવશ્યક્તાઓને મૂળ મકસદ ઠરાવીને એ બાબતોમાં ઓતપ્રોત થઈ જવામાં ન આવે, બલ્કે આ હાલના જીવનને અસલી જીવન તરફ એક મુસાફરીનો દરજ્જો ઠરાવે કે એ પ્રમાણે પોતે પ્રવૃત્ત થાય અને ત્રીજું સ્વરૂપ કારણ કે મનુષ્યની આવશ્યક્તાથી વધારે પણ છે અને તેને પ્રાપ્ત કરવું મુશ્કેલ પણ છે, તેમાં જિંદગી પસાર કરવાથી દૂર રહેવાનો ઈશારો કરે છે. અત્રે એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, આધુનિક વિજ્ઞાનની નવી નવી પ્રગતિ અને સંશોધનોનો મૂળ હેતુ કુર્આનનો મૂળ હેતુ સમજવું પણ ખોટું છે. જેમકે અમુક આધુનિકતાવાદી વિદ્વાનો લખે છે અને કુર્આને કરીમને તેનું વિરોધી કહેવું પણ ખોટું છે. જેમકે અમુક જુનવાણી વિચારધારા ધરાવતા લોકો કહે છે, બલ્કે હકીકત એ છે કે, કુર્આને કરીમ ન તો આ વસ્તુઓના વર્ણન માટે આવ્યું છે અને ન જ એ ચર્ચાનો કોઈ

મુદ્દો છે. અને ન જ મનુષ્ય માટે તેનું પ્રાપ્ત કરવું સરળ છે. તથા મનુષ્યની આવશ્યક્તા સાથે તેનો કોઈ સબંધ પણ નથી. કુર્આન તે જાણકારીઓમાં મૌન છે. પ્રયોગો સાક્ષાત્કારોથી કોઈ વસ્તુ સાબિત થઈ જાય તો તેને કુર્આનના વિરૂદ્ધ કહેવું પણ સાચું નથી. ચંદ્ર ઉપર પહોંચવું, રહેવું, વસવું અને ત્યાંના ભૌતિક પદાર્થોથી લાભ ઉઠાવવો વગેરે બધું તેમાં સામેલ છે. તેમાંથી કોઈ વસ્તુ અનુભવથી અથવા પ્રયોગોથી સાબિત થઈ જાય તો તેના ઈન્કારનું કોઈ કારણ નથી અને જ્યાં સુધી સાબિત ન થાય ફોગટમાં આવી કલ્પનાઓ અને અનુમાનો કરવા અને તેમાં કિંમતી જિંદગી ખર્ચ કરવી પણ કોઈ બુધ્ધિનું કામ નથી. વલ્લાહુ અઅ્લમુ.

## બુદ્ધિશાળી ફક્ત તે જ લોકો છે, જેઓ અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવે અને દરેક પરિસ્થિતિમાં તેના વખાણ કરતા રહે :

બેશક, આકાશો અને પૃથ્વીના બનાવવામાં તેમજ રાત્રિ અને દિવસના ફેરફારમાં બુદ્ધિશાળીઓ માટે (તવહીદની) નિશાનીઓ છે (૧૯૦) કે જેઓ ઉભા રહી અને બેસી તેમજ પડખાં પર સૂઈ, અલ્લાહપાકને યાદ કરે છે અને આકાશો તેમજ પૃથ્વીની બનાવટ વિશે વિચાર કરે છે, (અને કહે છે કે, હે અમારા પરવરદિગાર !) આપે આ બેકાર બનાવ્યું નથી, આપ સર્વ ઐબોથી પાક છો, આપ અમને દોઝખના અઝાબથી બચાવો. (૧૯૧)

હવે, અહીંયાં એ બાબતની ચોખવટ જરૂરી છે કે, બુદ્ધિશાળી કોણ લોકો છે ? કારણ કે, સમગ્ર જગતનો પ્રત્યેક મનુષ્ય બુદ્ધિશાળી હોવાનો દાવેદાર છે. કોઈ બેવકૂફ પણ પોતાને મૂર્ખ કે બેવકૂફ સ્વીકાર કરવા તૈયાર નથી. એટલા માટે કુર્આને કરીમે બુદ્ધિશાળી લોકોની અમુક નિશાનીઓ બતાવી છે, જે વાસ્તવમાં બુદ્ધિનું અસલી અને એકમાત્ર પ્રમાણપત્ર અને માપદંડ છે. પ્રથમ નિશાની એ કે, અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવું. વિચાર કરો ! મનુષ્યની ઈન્દ્રિયો આંખ, કાન, નાક, જીભ, ચામડી વગેરે દ્વારા વ્યક્તિને જ્ઞાન પ્રાપ્ત થાય છે અને આ ઈન્દ્રિયગમ્ય જ્ઞાન તો પ્રાણી-ઓને પણ પ્રાપ્ત થતું હોય છે. અને બુદ્ધિનું કાર્ય તો એ છે કે, તે નિશાનીઓ

અને ઘટનાક્રમ તથા આસપાસના પર્યાવરણમાંથી સ્પષ્ટ દલીલો દ્વારા કોઈ પરિણામ સુધી પહોંચી જાય. ઈન્દ્રિયજ્ઞાન જેની અનુભૂતિ પણ ન કરી શકે. કાર્ય અને કારણના સબંધોની અંતિમ કડી એટલે કે પરમ સત્યને પામી લેવું અને તેનું નામ જ ''ઈમાન'' (એકમાત્ર અલ્લાહ તઆલા ઉપર આસ્થા ધરાવવી) છે.

આ સિદ્ધાંતને નજર સમક્ષ રાખી સમગ્ર સૃષ્ટિ ઉપર વિચાર કરો. આસમાન અને પૃથ્વી તથા તેમાં સમાવિષ્ટ પ્રત્યેક સર્જન અને નાની-મોટી પ્રત્યેક અસ્તિત્વ ધરાવતી મખ્લૂકમાં ઉપસ્થિત સર્વાંગ સંપૂર્ણ અને આશ્ચર્ય-જનક વ્યવસ્થાપન કાર્ય ઉપર દૃષ્ટિપાત કરશો તો દરેક બુદ્ધિશાળી વ્યક્તિને તેની પાછળ એક એવી પવિત્ર, મહાન અને સર્વશક્તિશાળી જાતની ઓળખ થશે, જેણે આ સમગ્ર પદાર્થોને એક ખાસ હેતુ અને હિકમત દ્વારા બનાવ્યા છે. અને જેની ઈચ્છા તથા ઈરાદાથી જ આ સમગ્ર વ્યવસ્થા કાર્યરત્ છે. અને તે પવિત્ર જાત દેખીતું જ છે કે, અલ્લાહ જલ્લ શાનુહુ જ છે.

મનુષ્યની ઈચ્છાઓ અને તેની યુક્તિ-પ્રયુક્તિઓ નિષ્ફળ જવાની પ્રત્યેક ઠેકાણે અનેક સાબિતીઓ મળતી રહે છે. એટલા માટે તેને આ વ્યવસ્થાતંત્ર ચલાવનાર કદાપિ ન કહી શકાય. આસમાનો અને પૃથ્વીની ઉત્પત્તિ તથા તેમાં સમાવિષ્ટ પ્રત્યેક મખ્લૂક (સૃષ્ટિ)ના સર્જનમાં ચિંતન અને મનન કરવાનું પરિણામ બુદ્ધિ માટે અલ્લાહ તઆલાનો પરિચય, તેનું આજ્ઞાપાલન તથા તેના વખાણ છે, જે તેનાથી બેદરકાર અથવા ગાફેલ રહે છે તેને બુદ્ધિશાળી કહેડાવવાનો કોઈ અધિકાર નથી. એટલા માટે કુર્આને કરીમે બુદ્ધિશાળીઓની આ નિશાની બતાવી કે, ''જે લોકો અલ્લાહપાકને ઉભા(-ઉભા) અને બેઠા(-બેઠા) અને પોતાના પડખાંઓ ઉપર (સૂઈને) યાદ કરે છે અને આસમાનો અને જમીનની ઉત્પત્તિમાં ચિંતન કરે છે, હે અમારા પરવરદિગાર ! તેં આ બધું બેકાર નથી બનાવ્યું. તું પવિત્ર છે, તું અમને દોઝખના (આગના) અઝાબથી બચાવી લે.'' અને તેઓ પ્રત્યેક સમયે અલ્લાહપાકની યાદમાં મશગુલ રહે છે.

આ બાબતથી જાણ થઈ કે, પ્રવર્તમાન જગતમાં દુનિયાની જે વસ્તુને બુદ્ધિનું માપદંડ સમજવામાં આવે છે, તે ફક્ત એક છેતરપિંડી છે. કોઈ વ્યક્તિના માલ-દૌલત સમેટી લેવાને બુદ્ધિ ઠરાવી દેવું, કોઈ મશીનોને અને તેની યંત્રસામગ્રી બનાવી લેવાને બુદ્ધિ સમજી લેવું, એ જ રીતે વીજળી-વરાળ કે પરમાણુ શક્તિને બુદ્ધિનું કાર્ય માની લેવું કે પછી વિજાણુ યંત્રોને બુદ્ધિનું માપદંડ ગણી લેવું, એ જ માત્ર બુદ્ધિ નથી, પરંતુ અકલે સલીમ જેને ઉચ્ચ કક્ષાની બુદ્ધિ કહેવામાં આવે છે, તે અલ્લાહ તઆલા તરફથી તેના અંબિયા (અલૈ.) લઈને આવ્યા, જેમાં ઈલ્મ અને હિકમત દ્વારા મનુષ્યની નૈતિકતાનું ઘડતર કરવામાં આવ્યું. જીવનનો વાસ્તવિક હેતુ સમજાવવામાં આવ્યો. ભૌતિક પદાર્થો જેમકે નાનામાં નાના અણુથી લઈ શ્રેષ્ઠ કક્ષાની વૈજ્ઞાનિક પ્રગતિ માટે પ્રયત્ન કરતી માનવજાતે તથા યંત્રો અને મશીનોને જીવનધ્યેય સમજતી, વીજળી-વરાળ, પરમાણુ અને વીજાણુ શક્તિને સર્વસ્વ માનતી, વિજ્ઞાનને જ બધું કંઈ સમજી બેસેલી માનવજાતે સમજવું જોઈએ કે આ બધી ભૌતિકતા ફક્ત આ જગત માટે પ્રગતિ અને વિકાસના કાર્યો છે. આ ભૌતિકતાથી આગળ વિચારો અને બુદ્ધિનો ઉપયોગ કરો. જેથી તમને તે જાણ થઈ જાય કે મનુષ્યનું વાસ્તવિક કામ ન તો પાણી, માટી, લોઢું, તાંબુ, મશીન કે પરમાણુ-વીજાણુ શક્તિ છે, બલ્કે અસલ આ બધું કામ તો ખાલીકે કાઈનાત (સમગ્ર સૃષ્ટિના સર્જનહાર)નું છે, જેણે આગ અને હવા-પાણી પેદા કર્યા. તમે તો ફક્ત તેની પેદા કરેલી સૃષ્ટિનું વિવિધ સ્વરૂપોમાં રૂપાંતરિત કરી પોતાના લાભ માટે ઉપયોગ કર્યો છે.

આ બાબતને એક ઉદાહરણ દ્વારા સમજી લઈએ કે એક જંગલમાં રહેનારો નિરક્ષર વ્યક્તિ જ્યારે કોઈ રેલ્વે સ્ટેશન ઉપર પહોંચે અને એવું જુએ કે, રેલગાડી (ટ્રેઈન) જેવી મોટી સવારી એક લાલ ઝંડી બતાવવાથી રોકાઈ જાય છે અને લીલી ઝંડી બતાવવાથી ચાલવા લાગે છે. આવું જોઈને તે એવું સમજવા લાગ્યો કે આ લાલ અને લીલી ઝંડી મોટી શક્તિ અને તાકાત છે કે તે પોતાની શક્તિ વડે એન્જિનને રોકે છે અને ચલાવે છે. તો જે વ્યક્તિ બુદ્ધિશાળી છે, તે તેને મૂર્ખ ગણશે અને તેને બતાવશે કે, અસલ

શક્તિ આ ઝંડીઓમાં નથી, બલ્કે તે વ્યક્તિ પાસે છે, જે એન્જિનમાં બેસેલો છે અને ઝંડીઓ જોઈને ટ્રેઈનને રોકે છે અને ચલાવે છે. પરંતુ જેમાં થોડી વધારે બુદ્ધિ હશે તો તે એવું કહેશે કે, ટ્રેઈનને ચલાવવાની સંપૂર્ણ શક્તિનો એકમાત્ર માલિક એન્જિન ડ્રાઈવરને સમજવું પણ ખોટું છે. કારણ કે વાસ્તવમાં તેના કાબૂમાં કશું નથી. જે કંઈ છે તે એન્જિનની અંદર રહેલી મશીનરી ટ્રેઈનને ચલાવે છે. વળી ત્યાં એક વૈજ્ઞાનિક ફિલોસોફર તેને પણ બેવકૂફ કહેશે કે, નિર્જીવ મશીનરીમાં શું છે ? અસલ શક્તિ તો આ વરાળ (ડીઝલ, વીજળી)ની શક્તિ છે, જે એન્જિનની અંદર આગ અને પાણી દ્વારા તૈયાર કરવામાં આવે છે. પરંતુ બધી જ હિકમતો અને ફિલોસોફીઓ આ સ્થળે આવીને અટકી જાય છે. અંબિયા (અલૈ.) કહે છે કે, ‘‘હે જાલિમો ! જેવી રીતે ઝંડીઓ, ડ્રાઈવર, એન્જિનની મશીનરી વગેરેને ટ્રેઈન ચલાવવાની શક્તિના માલિક સમજવું એક અજ્ઞાનતાપૂર્ણ ભૂલ હતી. એવી જ રીતે વરાળ, ડીઝલ કે વીજળીને શક્તિના માલિક સમજી લેવું પણ તમારી ખોટી ફિલોસોફી છે. તેનાથી એક ડગલું આગળ વધો, જેથી તમે તે માલિકે હકીકીને ઓળખો અને કાર્યકારણની છેલ્લી કડી સુધી પહોંચી શકો કે, તે જ વાસ્તવમાં સમગ્ર શક્તિઓનું પાવરહાઉસ અને માલિક છે, જેણે આગ અને પાણીનું સર્જન કર્યું, જેણે આ વરાળ બનાવી.’’

આ સ્પષ્ટતાથી તમે જાણી લીધું કે, બુદ્ધિશાળી કહેડાવવાના હકદાર ફક્ત તે જ લોકો છે, જેઓ અલ્લાહ તઆલાને ઓળખે અને દરેક સમયે, દરેક પરિસ્થિતિમાં તેને યાદ કરે. એટલા માટે ‘‘ઉલૂલ અલ્બાબ’’નું લક્ષણ કુર્આન શરીફમાં આ બતાવવામાં આવ્યું : ‘‘જેઓ અલ્લાહપાકને યાદ કરે છે, ઉભા-ઉભા, બેઠા-બેઠા અને પડખાં પર સૂતા-સૂતા.’’

પ્રસ્તુત આયતમાં બુદ્ધિશાળી લોકોની બીજી નિશાની એ બતાવવામાં આવી છે કે, તેઓ આસમાન અને પૃથ્વીની ઉત્પત્તિમાં ચિંતન અને મનન કરે છે. ‘‘અને આસમાનો અને જમીનની ઉત્પત્તિમાં ચિંતન કરો.’’

અત્રે વિચાર માંગી લેતો મુદ્દો એ છે કે, આ ચિંતન અને મનનનો શું

અર્થ છે ? અને તેનો શું દરજ્જો છે ? ચિંતન અને મનનનો શાબ્દિક અર્થ "ઉંડો વિચાર કરવો" અને "કોઈ વસ્તુના પ્રત્યેક પાસાનું વિશ્લેષણ કરી વાસ્તવિક્તા સુધી પહોંચવાનો પ્રયત્ન કરવો" છે. આ આયતથી જાણ થાય છે કે, જે પ્રમાણે અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવો એક ઈબાદત છે, એ જ પ્રમાણે આ પ્રમાણેનું ચિંતન કરવું પણ એક ઈબાદત જ છે. તફાવત માત્ર એ છે કે, ઝિક્ર તો અલ્લાહ જલ્લ શાનુહુની પવિત્ર જાત અને તેની સિફાતનો કરવામાં આવે છે. જ્યારે કે ચિંતનમાં તેની બનાવેલી સૃષ્ટિમાં વિચાર કરવામાં આવે છે અને તેના ખાલિક (સર્જનહાર)નો આભાર માનવામાં આવે છે. અલ્લાહપાકની જાત, તેની સિફતો અને ગુણ-લક્ષણોની મૂળ વાસ્તવિક્તા સુધી મનુષ્યની બુદ્ધિ ક્યારેય નથી પહોંચી શકતી. આ બધી બાબતો મનુષ્યની કલ્પનાથી પણ ઉપરવટ છે. તેમાં ચિંતન અને મનન કરવાથી તથા ઉંડો વિચાર કરવાથી આશ્ચર્ય પામવા સિવાય કોઈ પરિણામ મળતું નથી. એટલા માટે અલ્લાહની પવિત્ર જાતમાં વિચાર કરવા કરતાં તેની મખ્લૂકમાં તેની નિશાનીઓ વિશે વિચાર કરવો જોઈએ.

અમુક સમયે અલ્લાહ જલ્લ શાનુહુની જાત અને સિફતોમાં વધારે ચિંતન માણસની અધૂરી બુદ્ધિના કારણે ગુમરાહી અને માર્ગ ભટકવાનું કારણ બની શકે છે. એટલા માટે અલ્લાહપાકની મઅ્‌રિફતમાં પહોંચેલા લોકોએ વસિય્યત કરી છે કે, "અલ્લાહ તઆલાની પૈદા કરેલી નિશાનીઓ-માંથી ચિંતન અને મનન કરો, પરંતુ પોતે અલ્લાહપાકની જાત અને તેની સિફાતોમાં ચિંતન અને મનન ન કરો" કે તે તમારી પહોંચથી બહાર છે. સૂર્યના પ્રકાશમાં દરેક પદાર્થ જોઈ શકાય છે, પરંતુ પોતે કોઈ વ્યક્તિ નરી આંખે તે સૂર્યને જોવા ઈચ્છે તો આંખો અંજાઈ જાય છે. જાત અને સિફાતના મસ્‌અલામાં મોટા-મોટા નિષ્ણાંત ફિલોસોફરો અને દુનિયાઓની સહેલગાહ કરનારા પહોંચેલા લોકો પણ છેવટે આવી જ શિખામણ આપે છે.

અલબત્ત, ચિંતન અને મનન તથા બુદ્ધિનો સારો ઉપયોગ કરવાનું મેદાન અલ્લાહ તઆલાની નિશાનીઓની જાણકારી પ્રાપ્ત કરવાનું છે. જેમાં

સાચું ચિંતન-મનન કરવાનું ચોક્કસ એ પરિણામ હોય છે કે, તેના દ્વારા અલ્લાહ તબારક વ તઆલાની મઅ્‌રિફત (પરિચય) પ્રાપ્ત થાય છે. આટલું વિશાળ અને મહાન આસમાન તથા તેમાં સૂર્ય, ચંદ્ર, તારાઓ જે જોનારને પોતાની જગ્યાએ સ્થિર દેખાય છે. જો તેમાં કોઈ ગતિ છે તો તે ગતિના જાણકાર ખગોળશાસ્ત્રીઓને જ તેની ખબર પડે છે. આ જ તારાઓમાં અમુક ગ્રહો પણ છે. આ બધા અવકાશી પદાર્થો સૉલાર સિસ્ટમના એક એવા વ્યવસ્થાપન અને અચૂક ગતિઓના મજબૂત કાયદાઓ હેઠળ કાર્યરત્ છે કે, તેમાં એક સેકંડના કરોડમાં ભાગની પણ ચૂક થતી નથી. ન તો તેની મશીનરીનો કોઈ સ્પેરપાર્ટ ઘસાય છે, ન તો તે તૂટે છે અને ન જ ક્યારેય તેને કોઈ વર્કશોપમાં રીપેરીંગ માટે મોકલવાની જરૂર પડે છે. ન તો આ મશીનરીને ક્યારેય રંગ-રોગનની આવશ્યક્તા હોય છે. હજારો-લાખો વર્ષોથી સતત આ અવકાશી વ્યવસ્થાપન તંત્ર એક નિશ્ચિત સમય સાથે કાર્યરત્ છે. જે પ્રમાણે પૃથ્વી ગ્રહ, તેના ઉપરની નદીઓ, પહાડો, મેદાનો, જંગલો ઉપરાંત જાતજાતનું સજીવ-નિર્જીવ પ્રાણી જગત, વનસ્પતિ જગત ઉપરાંત પૃથ્વીના પેટાળમાં ધરબાયેલા ખનીજો તથા જમીન અને આસમાન વચ્ચે ચાલનારી હવા, તેમાં પૈદા થનારી વીજળી-વાદળો અને વરસાદ તથા આ બધી સૃષ્ટિ માટેનું એક સમવાયી તંત્ર પોતાની ચોક્કસ વ્યવસ્થા સાથે કાર્યરત્ છે. આ બધી જ નિશાનીઓ બુદ્ધિશાળી વ્યક્તિ માટે તથા સમજનાર વિચારક માટે કોઈ એવી સંપૂર્ણ જાતનો પરિચય આપે છે, જે જ્ઞાન અને હિકમત તથા શક્તિ અને તાકાતમાં સૌથી ઉપરવટ છે. અને તેનું જ નામ મઅ્‌રિફતે ઈલાહી છે. આમ, આ ચિંતન અને મનન ''મઅ્‌રિફતે ઈલાહિય્યહ'' (અલ્લાહના પરિચય) સુધી પહોંચવાનું કારણ હોવાના લીધે એક ઈબાદત પણ છે. એટલા માટે હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું : ''એક ક્ષણ માટે કુદરતની નિશાનીઓમાં ચિંતન કરવું સમગ્ર રાતની ઈબાદત કરતાં ઉત્તમ અને વધારે લાભદાયક છે.'' *(ઈબ્ને કષીર)*

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)એ આ ચિંતન અને મનનને શ્રેષ્ઠ ઈબાદત હોવાનું કહ્યું છે. *(ઈબ્ને કષીર)*

હઝરત હસન બિન આમિર (રદી.)એ ફરમાવ્યું : "મેં ઘણા સહાબએ કિરામ (રદી.)ને સાંભળ્યા છે, બધા જ એવું ફરમાવતા હતા કે, ઈમાનનો પ્રકાશ અને રોશની 'ચિંતન' છે."

હઝરત અબૂ સુલૈમાન દારાની (રહ.)એ ફરમાવ્યું : "હું ઘરમાંથી નીકળું છું તો જે વસ્તુ પર મારી દૃષ્ટિ પડે છે, હું ખુલ્લી નજરોએ જોઉં છું કે, તેમાં મારા માટે અલ્લાહની એક નેઅ્મત છે અને તેના અસ્તિત્વમાં મારા માટે ઈબ્રત (બોધપાઠ) પ્રાપ્ત કરવાનો સામાન મૌજુદ છે. *(ઈબ્ને કષીર)*

હઝરત સુફિયાન બિન અઈનિયહ (રહ.)નો ઈરશાદ છે કે, "ચિંતન અને મનન એક પ્રકાશ છે, જે દિલમાં પ્રવેશ થઈ રહ્યો છે."

હઝરત વહબ બિન મુમ્બહ (રહ.)એ ફરમાવ્યું : "જ્યારે કોઈ વ્યક્તિ વધારે પ્રમાણમાં ચિંતન અને મનન કરશે, તો વાસ્તવિક્તા સમજી જશે અને જે સમજી લેશે તેને સાચું જ્ઞાન પ્રાપ્ત થશે. અને જેને સાચું જ્ઞાન પ્રાપ્ત થઈ ગયું, તે ચોક્કસ અમલ પણ કરશે." *(ઈબ્ને કષીર)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.)એ પોતાના દિલની સુધારણા અને નિગરાની (દેખરેખ) માટે શહેરથી બહાર કોઈ વેરાન ઉજ્જડ સ્થળ તરફ નીકળી જતા હતા અને ત્યાં પહોંચીને કહેતા હતા : **અય્ન અહ્લુક.** એટલે કે "તારા નિવાસીઓ ક્યાં ગયા ?" પછી પોતે જ જવાબ આપતા કે, **કુલ્લુ શયઈન હાલિકુન ઈલ્લા વજ્હહુ.** એટલે કે, "અલ્લાહપાકની જાત સિવાય દરેક વસ્તુ નષ્ટ થનારી છે." *(ઈબ્ને કષીર)*

અલ્લાહવાળાઓ આ રીતે ચિંતન કરીને આખિરતની યાદને પોતાના દિલમાં કંડારી લેતા હતા.

હઝરત બિશર હાફી (રહ.) ફરમાવે છે કે, "જો લોકો અલ્લાહપાકની અઝમત (શ્રેષ્ઠતા)માં ચિંતન કરે તો તેની નાફરમાની અને ગુનાહો કદાપિ ન કરી શકે."

હઝરત ઈસા (અલૈ.)એ ફરમાવ્યું : "હે અતિ નિર્બળ માનવી ! તું

જ્યાં પણ હોય અલ્લાહથી ડર અને દુનિયામાં એક મહેમાનની જેમ સમય પસાર કર તથા મસ્જિદોને પોતાનું ઘર બનાવી લે અને પોતાની આંખોને અલ્લાહપાકના ડરથી રડવાની તથા શરીરને સબ્ર (ધૈર્ય)ની તથા દિલને ચિંતનની ટેવ પાડ અને આવતી કાલની રોઝીની ચિંતા ન કર.''

પ્રસ્તુત આયતમાં આ જ ચિંતન અને મનનને બુદ્ધિશાળી વ્યક્તિઓનો ઉચ્ચ કક્ષાનો ગુણ બતાવીને વર્ણન કર્યું છે. અને જેવી રીતે અલ્લાહપાકની મખ્લૂક (સૃષ્ટિ)માં ચિંતન અને મનન કરીને અલ્લાહપાકની મઅ્રિફત તથા દુનિયાની અસ્થિરતાનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવું શ્રેષ્ઠ ઈબાદત અને ઈમાનનું નૂર છે, એ જ રીતે અલ્લાહ તઆલાની નિશાનીઓને જોઈને અને તેનો અનુભવ કરવા છતાં પોતે તે મખ્લૂકના બાહ્ય દેખાવ અને તેની જાહેરમાં દેખાતી ટીપ-ટાપમાં ઉલઝેલા રહેવું અને તેના કારણે વાસ્તવિક માલિકની મઅ્રિફત (પરિચય) પ્રાપ્ત ન કરવી સખત મૂર્ખામી અને નાદાન બાળકો જેવી હરકત છે.

આજના વૈજ્ઞાનિક સંશોધનો અને આશ્ચર્યજનક યંત્રોઅને તેમાં અટવાઈ પડેલા આધુનિકતાવાદીઓની અલ્લાહ તઆલાથી તથા પોતાના પરિણામથી ગફલત ડાહ્યા લોકોના આ નિવેદનની ખુલ્લી ગવાહી છે કે, આજે વૈજ્ઞાનિક પ્રગતિ જેમ જેમ અલ્લાહ તઆલાએ સર્જેલી પ્રકૃતિના રહસ્યને ખોલે છે, એટલા જ પ્રમાણમાં તેઓ અલ્લાહને ઓળખવાથી અને વાસ્તવિક્તાથી આંધળા થતા જાય છે. અકબર ઈલાહાબાદીએ સાચું જ કહ્યું છે :

**ભૂલ કર બેઠા હે યૂરપ ખાલિકે કુલ કાઈનાતકો,**
**બસ ખુદા સમજા હે ઉસને બર્કકો ઔર ભાંપકો !**

કુર્આને કરીમમાં આ જ ભણેલા-ગણેલા બેવકૂફ જાહિલો વિશે ઈર્શાદ છે : ''આસમાન અને જમીનમાં કેટલીય નિશાનીઓ છે, જેનાથી આ લોકો મોઢું ફેરવીને પસાર થઈ જાય છે. તેની વાસ્તવિક્તા અને સર્જનમાં તથા તેના પૈદા કરનાર સર્જક તરફ ધ્યાન આપતા નથી.'' *(સૂરહ-૧૨, આયત-૧૦૯)*

આ બાબતનો ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલાની મખ્લૂક અને

તેની બનાવટમાં ચિંતન-મનન કરવું, તેની શ્રેષ્ઠતા અને શક્તિ પ્રત્યે અહોભાવ પૈદા થવો ઉચ્ચ કક્ષાની ઈબાદત છે. તેનાથી કોઈ બોધપાઠ ગ્રહણ ન કરવો સખત નાદાની છે. પ્રસ્તુત આયતમાં છેલ્લા વાક્યએ અલ્લાહ તઆલાની નિશાનીઓમાં ચિંતન-મનન કરવાનું પરિણામ બતાવ્યું છે. **"રબ્બના ખલક્તા હાઝા બાતિલન"** (હે અમારા પરવરદિગાર ! તેં આ બધું બેકાર-વ્યર્થ પૈદા કર્યું નથી.) અલ્લાહ તઆલાના શ્રેષ્ઠ અને આ મહાન સર્જનમાં ચિંતન-મનન કરનાર વ્યક્તિ એ પરિણામ ઉપર પહોંચ્યા વિના રહી નથી શકતો કે આ બધી જ વસ્તુઓને અલ્લાહ તઆલાએ વ્યર્થ અને બેકાર પૈદા કરી નથી, બલ્કે તેના સર્જનમાં હજારો હિકમતો છૂપાયેલી છે. આ બધાને મનુષ્યના સેવક અને માનવજાતના ચાકર બનાવીને મનુષ્યને તેમાં ચિંતન અને મનન કરવાનું આમંત્રણ આપ્યું છે કે, સમગ્ર સૃષ્ટિ તો મનુષ્યના લાભ માટે પૈદા કરવામાં આવી છે અને મનુષ્યને અલ્લાહ તઆલાની ફરમાં-બરદારી અને ઈબાદત માટે પૈદા કર્યો છે. આ જ તેના જીવનનો મૂળ હેતુ છે. ત્યાર પછી ચિંતન અને મનન કરવાથી જે પરિણામ નીકળે છે, તે એ વાસ્તવિક્તા સુધી પહોંચે છે કે, સૃષ્ટિને અલ્લાહ તબારક વ તઆલાએ બેકાર અને વ્યર્થ પૈદા નથી કરી, બલ્કે આ બધું સૃષ્ટિના સર્જનહારની મહાન કુદરત અને હિકમતની રોશન (પ્રકાશિત) દલીલ છે.



# ❀ બાઈબલ, કુરઆન અને સાયન્સ ❀

ડો. મોરીસ બોકાઈએ પોતાના પુસ્તકના શરૂમાં કુરઆન શરીફ અને વિજ્ઞાન બાબતે અમૂક ચોખવટો કરી છે. જે જાણવી જરૂરી છે. તથા યુરોપમાં કુરઆન શરીફ અને ઈસ્લામ ઉપર ખોટા આક્ષેપો કરી લોકોને ઈસ્લામથી દૂર કરવાની કોશિશો કરવામાં આવે છે. તેની વિગતવાર માહિતી આપવાની સાથે વૈજ્ઞાનિક સંશોધનો બાબતે મુસ્લિમોના સિંહફાળાનો ઉલ્લેખ કર્યો છે. સાથે પુસ્તકમાં બાઈબલ અને કુરઆન શરીફના વિવરણોમાં જે ફર્ક છે, તેનું વિસ્તૃત વર્ણન કર્યું છે. પરંતુ બાઈબલોના પ્રકારો, તેમના વિરોધાભાસો વગેરે બાબતો મારા પુસ્તકના વિષયથી અલગ હતી. માટે મેં આ પુસ્તકમાં બાઈબલો બાબતની બધી જ માહિતીઓનો ઉલ્લેખ કર્યો નથી. અને ફક્ત કુરઆન શરીફ તથા વિજ્ઞાનના વિષયને લગતી માહિતીઓનું જ આ પુસ્તકમાં વર્ણન કર્યું છે. જેની નોંધ લેવી જરૂરી છે.

## ડો. મોરીસ બોકાઈ તરફથી વૈજ્ઞાનિક બાબતો વિશે અમૂક ચોખવટો :

કોઈ પણ પવિત્ર લખાણ કે આસમાની કિતાબ વિજ્ઞાનની દૃષ્ટિએ સ્વીકૃત છે કે અસ્વીકૃત એને લગતા ઉપરોક્ત વિચારો અંગે કેટલીક ચોખવટ જરૂરી છે. અહીં આ વસ્તુ ભારપૂર્વક દર્શાવવી જરૂરી છે કે, આ પુસ્તકમાં જે કોઈ વૈજ્ઞાનિક સત્યો અને વિગતોની ચર્ચા કરવામાં આવી છે, એ બધાય સત્યો અને વિગતો ચોક્કસપણે સ્થાપિત થઈ ચૂકેલા છે. આ હેતુથી આમાં એ સત્યોની સમજૂતિ આપતી કોઈ થિયરીઓ શામેલ કરી નથી. જે એક સમયે આવી વિગતો સમજાવવામાં ઉપયોગી થઈ પડતી હતી. આવી થિયરીઓને મેં જવા દીધી છે અને એના બદલે વિજ્ઞાની પ્રગતિ સાથે સુસંગત રહીને કેટલાક વધુ ખુલાસાઓ અને સ્પષ્ટતાઓ આપી છે. મારા કહેવાનો હેતુ એ છે કે, આ પુસ્તકમાં માત્ર અફર વૈજ્ઞાનિક સત્યોનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એમાંના કેટલાક સત્યો અંગે વિજ્ઞાન હજી સુધી માત્ર અધૂરી વિગતો પૂરી પાડી શક્યું છે. એ છતાં એ સત્યો એવા સુસ્થાપિત છે કે, તેમનો ભૂલના કોઈ ભય વગર ઉપયોગ કરી શકાય છે.

આ બાબતને વધુ સ્પષ્ટ કરતાં બીજી જગ્યાએ લખે છે કે, વૈજ્ઞાનિક સિધ્ધાંત (**Scientific Theory**) અને સંપૂર્ણપણે નિરીક્ષણ કરાયેલું નિયમબધ્ધ સત્ય એ બંને વચ્ચે તફાવત છે. અને એ તફાવતની રેખા દોરવી જરૂરી છે. થિયરી કે સિધ્ધાંતનો હેતુ કોઈ એવા બનાવ કે બનાવોની પરંપરાને સમજાવવાનો હેતુ ધરાવે છે. જે તાકીદે સમજી શકાતો નથી. ઘણી બાબતો અંગે થિયરીમાં ફેરફારો થતા રહે છે. થિયરીને એ સમયે સુધારી શકાય છે અથવા એનું સ્થાન બીજી થિયરીને આપી શકાય છે. જ્યારે વિજ્ઞાનની પ્રગતિ સબંધિત સત્યોની ચકાસણીને વધુ આસાન બનાવી દે અને વધુ સમજમાં આવતો ખુલાસો પૂરો પાડી શકે. બીજી તરફ નિરીક્ષણો અને અખતરાઓ મારફત અભ્યાસ અને ચકાસણી કરાયેલું સત્ય કોઈ પણ ફેરફારને પાત્ર હોતું નથી. વિજ્ઞાનની પ્રગતિ સાથે એ સત્યની સમજૂતિ આપવાનું વધુ સરળ બની શકે છે. પરંતુ એ સત્ય પોતે તો જેમનું તેમ અફર જ રહે છે. દા.ત. આ સત્યો સ્થાપિત થઈ ચૂક્યા છે કે, પૃથ્વી સૂર્યની પ્રદક્ષિણા કરે છે અને ચંદ્ર પૃથ્વીની આજુબાજુ ફરે છે. આ સત્યો ભવિષ્યમાં કોઈ પણ સુધારાને પાત્ર નથી. ભવિષ્યમાં બહુ બહુ તો એટલું થઈ શકે છે કે, તેમના પ્રદક્ષિણા માર્ગો અંગે વધુ સ્પષ્ટતા કરી શકાય.

થિયરીઓમાં ફેરફાર થઈ શકે છે અને તે સંપૂર્ણપણે બદલાય પણ શકે છે. એ સત્ય પ્રત્યે હું સજાગ રહ્યો છું.

નિરીક્ષણ અને પ્રયોગો મારફત સ્થાપિત થઈ ચૂકેલા સત્યોનો એક દાખલો લઈએ. એ સત્ય માનવગર્ભના વિકાસ (**Evolution of Human Embryo**)ને લગતું છે. કુર્આનમાં માનવગર્ભના વિકાસના જુદા જુદા તબક્કા વર્ણવવામાં આવ્યા છે. વર્તમાન ગર્ભશાસ્ત્રે આપણને જે કંઈ માહિતી આપી જાય છે, એની સાથે કુર્આનના વર્ણનની સરખામણી કરી શકાય છે. આપણે એ સરખામણી મારફત જોઈ શકીએ છીએ કે, આ વિષયને લગતી કુર્આની આયત અને વર્તમાન વિજ્ઞાન વચ્ચે સંપૂર્ણ સુસંગતતા છે.

## વિજ્ઞાન રૂહાની-ધાર્મિક બાબતોનો કોઈ ખુલાસો કરી શકતુ નથી :

પવિત્ર પુસ્તકોની વિજ્ઞાન સાથેની આ સરખામણી કે મુકાબલો સાચા અર્થમાં મઝહબી પ્રશ્નો ગણાતી બધી બાબતોને બાકાત રાખે છે. દા.ત. અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.) સમક્ષ પોતાને જે રીતે પ્રદર્શિત કર્યો હતો, એટલે કે તજલ્લી બતાવી હતી, એનો વિજ્ઞાન પાસે કોઈ ખુલાસો નથી. કોઈ પણ મખ્લૂકી પિતાની (Biological Father) ગેરહાજરીમાં હઝરત ઈસા (અલૈ.)નો જે રીતે જન્મ થયો હતો, તેની આજુબાજુના રહસ્ય સબંધે પણ એમ જ કહી શકાય છે. આસમાની કિતાબો પોતે પણ આવી બાબતો સબંધે આપણને કોઈ ભૌતિક સ્પષ્ટતાઓ આપતી નથી. આ પુસ્તકમાં તો અત્યંત ચોક્કસ અને દૃશ્યમાન (જોઈ શકાતી) કુદરતી બાબતો સાથે સબંધ ધરાવતી વસ્તુઓનો ઉલ્લેખ છે. જેનો આસમાની કિતાબો વત્તે-ઓછે અંશે વિવેચનો અને ખુલાસાઓ સાથે ઉલ્લેખ કરી જાય છે. આ બાબતને ધ્યાનમાં રાખીને આપણે એ વિરોધાભાસની નોંધ લેવી જરૂરી છે, જે કુર્આની વહીમાં વિજ્ઞાનના કોઈ પણ ચોક્કસ વિષય અંગે માહિતીની સમૃદ્ધ પુષ્કળતા અને બીજા બે ખુદાઈ સંદેશાઓ જૂના તથા નવા કરાર (તૌરાત-ઈન્જીલ)માં એ જ વિષય પર માહિતીના નજીવાપણા (બલ્કે અભાવ) વચ્ચે રહેલો છે.

## ઈસ્લામ વિશે યુરોપમાં ખોટી માન્યતાઓ :

શરૂઆતમાં મને ઈસ્લામમાં કોઈ પણ અકીદો ન હતો. મેં કુર્આનના લખાણનો અભ્યાસ સંપૂર્ણપણે ખુલ્લા માનસ સાથે અને નિષ્પક્ષ તથા ટીકાત્મક દૃષ્ટિએ શરૂ કર્યો. મારા યૌવનકાળમાં મને જે શિખવવામાં આવ્યું હતું, એની અસર કદાચ મારા માનસ પર એ સમયે રહેલી હશે. પશ્ચિમ-વાસીઓ ઈસ્લામના અનુયાયીઓને ''મુસ્લિમ'' તરીકે નહીં, પણ ''મોહ-મેડન'' તરીકે ઓળખતા હતા. એમ કહીને તેઓ એમ બતાવવા માંગતા હતા કે, એ મઝહબ એક માનવીએ સ્થાપેલો હતો. જ્યારે ઈસાઈયત ખુદાનો સ્થાપેલો મઝહબ હતો. અને એથી ઈસ્લામ મઝહબ કોઈ મૂલ્ય ધરાવી શકતો ન હતો. પશ્ચિમના ઘણા માણસોની જેમ મારા માનસમાં પણ ઈસ્લામ

અંગે આવી ખોટી માન્યતાઓ હતી. આ ખોટી માન્યતાઓ અત્યારે એટલી બધી વ્યાપક રીતે ફેલાયેલી છે કે, ઈસ્લામ અંગે સાચી જાણકારી ધરાવતા કોઈ માણસની મુલાકાત થાય છે ત્યારે મને ખરેખર આશ્ચર્ય થાય છે. આ કારણથી હું ઈકરાર કરૂં છું કે, પશ્ચિમમાં ઈસ્લામને જે રીતે સમજવામાં આવે છે, એથી જુદી રીતે મને ઈસ્લામને જાણવાનો મોકો મળ્યો ત્યાં સુધી હું પોતે આ વિષય અંગે સંપૂર્ણપણે અજ્ઞાન હતો.

પશ્ચિમમાં ઈસ્લામ અંગે જે માન્યતાઓ પ્રચલિત છે, એ કેટલી ખોટી છે. એની પ્રતીતી મને અત્યંત અપવાદરૂપ સંજોગોમાં થઈ હતી. મને ખુદ સઉદી અરબિયામાં જ આ હકીકતોની પહેલી વાર ખબર પડી હતી.

મર્હુમ શાહ ફયસલ, જેમની સ્મૃતિને હું અંતરઉંડા સન્માન સાથે સલામ કરૂં છું. તેમનો હું અત્યંત આભારી છું. મને તેમની સાથે મુલાકાત ઉપરાંત ઈસ્લામ અંગે તેમના વિચારો સાંભળવાનું તેમજ વર્તમાન વિજ્ઞાનના પ્રકાશમાં કુર્આનની અર્થતારવણી અંગે તેમની સમક્ષ કેટલાક પ્રશ્નો ઉઠાવવાનું વીરલ માન મળ્યું હતું. એ પ્રસંગો મારા જીવનની અતિ કીંમતી સ્મૃતિઓ છે. તેમની પોતાની પાસેથી અને તેમની આજુબાજુના માણસો પાસેથી વ્યક્તિગત રીતે જે ઘણી બધી કીંમતી માહિતી ભેગી કરવાની મને અપાયેલી તકોને હું બહુ મોટું સન્માન સમજું છું.

## ડો. મોરીસનું ઈસ્લામ વિશે તટસ્થ વાંચન :

આ વાતની સ્પષ્ટતા કરતા લખે છે કે, મેં સંપૂર્ણપણે વાસ્તવદર્શી-હકીકી જુસ્સા સાથે તેમજ અગાઉથી નક્કી કરી રાખેલા કોઈ પણ મંતવ્યો વગર જ કુરઆની વહીનો પહેલીવાર અભ્યાસ કર્યો હતો. હું કુર્આની લખાણ અને વર્તમાન વિજ્ઞાનની વિગતો વચ્ચે કેટલી હદ સુધી સરખાપણું છે, એની શોધ કરી રહ્યો હતો. મને કુર્આનના તરજમાઓ પરથી એટલી ખબર હતી કે, કુર્આન બધા પ્રકારની કુદરતી દશ્યમાન બાબતો અંગે વારંવાર ઉલ્લેખો અને નિર્દેશો કરતું હતું. પણ મારી પાસે એ સબંધે બહુ ઓછું જ્ઞાન હતું. એ પછી મેં અસલ અરબીમાં કુર્આની લખાણનો અત્યંત

નિકટથી અભ્યાસ કર્યો અને વિજ્ઞાનને લગતા લખાણોની નોંધ રાખતો ગયો. એ અભ્યાસના અંતે મારે મારી સામેના પુરાવાઓનો સ્વીકાર કરવો જ પડ્યો. કુર્આન એવું એક પણ કથન ધરાવતું નથી, જેને વર્તમાન વિજ્ઞાનની દષ્ટિએ પડકારી શકાય.

**જુના કરાર-નવા કરારમાં વિરોધાભાસોની ભરમાર :**

મેં જુના કરાર અને ઈન્જીલોની પણ એ જ રીતે કસોટી કરી. અંતે કુર્આનના અભ્યાસ વખતે રાખ્યું હતું એ જ દષ્ટિબિંદુ અપનાવ્યું. જુના કરારમાં તો વર્તમાન વિજ્ઞાનના લોખંડી સત્યોથી સંપૂર્ણપણે અસંગત એવા કથનો શોધવા માટે મારે પહેલી કિતાબ "ઉત્પત્તિ" સુધ્ધાંથી આગળ વધવાની જરૂરત ન પડી.

ઈન્જીલો (નવા કરાર) ઉઘાડવાની સાથે વાંચક સામે તરત જ એક ગંભીર કોયડો આવી પડે છે. પહેલા પાનાં ઉપર આપણને હઝરત ઈસા (અલૈ.)ની વંશાવળી જોવા મળે છે. પણ મેથ્યુનું લખાણ આ બાબતમાં લુકના લખાણથી દેખીતી રીતે જ વિરોધાભાસી છે. એ ઉપરાંત લુકની ઈન્જીલમાં પૃથ્વી પર માનવીની પ્રાચિનતાની વિગતો વર્તમાન જ્ઞાન સાથે સુસંગત નથી. (નવા કરારમાં હઝરત ઈસા (અલૈ.)ના જીવન અંગે ચાર ઈન્જીલો **Gospels** સામેલ છે. આ ઈન્જીલો અનુક્રમે મેથ્યુ **(Methew)**, માર્ક **(Mark)**, લુક **(Luke)** અને યોહન્ના **(Joan)**ની લખેલી છે.)

**આકાશી પુસ્તકોમાં માનવીય હસ્તક્ષેપને લઈ વિરોધાભાસ :**

આ બધા વિરોધાભાસો, અશક્યતાઓ અને અસંગતતાઓ મને અલ્લાહ તઆલામાં ઈમાન તરફથી હટાવી ગઈ હોય એમ લાગતું નથી. એ બધી વાતો માત્ર માનવીની પોતાની જવાબદારીઓને સંડોવી જાય છે. પવિત્ર પુસ્તકોનું અસલ લખાણ શું હતું એ કોઈ કહી શકતું નથી. એવી જ રીતે એમાં માનવીઓ તરફથી ચાલાકીપૂર્ણ હેરફેર અને સુધારા-વધારા અથવા ઈરાદા વગર કરી દેવાયેલા ફેરફારોને પણ કોઈ પારખી શકતું નથી. અત્યારે તો આપણને જ્યારે સુસ્થાપિત વૈજ્ઞાનિક સત્યો સાથે બાઈબલના વિરોધા-

ભાસો અને અસંગતતાઓની ખાત્રી થાય છે, ત્યારે આપણે જોઈએ છીએ કે એ લખાણોનો અભ્યાસ કરતા નિષ્ણાંતો કેવી રીતે તેમનાથી અજાણ હોવાનો ડોળ કરે છે અથવા એ ખામીઓ તરફ ધ્યાન દોર્યા પછી શાબ્દિક ગુલાંટબાજીઓ મારફત તેમના પર કેવી રીતે ઢાંકપિછોડો કરવા પ્રયાસો કરે છે. આપણે મેથ્યુ અને યોહન્નાની ઈન્જીલો પર આવીશું ત્યારે હું બાઈબલની તફસીરના અગ્રગણ્ય નિષ્ણાંતો આવા લખાણોના બચાવમાં વાક્યોને કેવા ઉમદા વળાંકો આપે છે એના ઉદાહરણો આપીશ. આ નિષ્ણાંતો આવી અસંગતતાઓ અને વિરોધાભાસોને, જેને તેઓ ઠાવકાઈથી 'અડચણ' કહે છે, તેમના ઉપર ઢાંકપિછોડો કરવામાં ઘણી વાર સફળ રહે છે. જુના કરાર અને ઈન્જીલોમાં રહેલી ગંભીર ખામીઓથી મોટાભાગના ઈસાઈઓ શા માટે અજાણ છે, એનો જવાબ ઉપરોક્ત વાતથી મળી જાય છે. વાંચકને આ પુસ્તકના પહેલા અને બીજા વિભાગમાં આ સબંધે ચોક્કસ ઉદાહરણો મળી આવશે.

પુસ્તકના ત્રીજા ભાગમાં એક આસમાની કિતાબ સાથે વિજ્ઞાન કેટલી બધી અસાધારણ હદ સુધી સુસંગત છે, તેના દાખલા છે. એ વિભાગમાં કુર્આનની કેટલીક એવી આયતો, જે અત્યાર સુધી અસ્પષ્ટ નહીં તો ઉખાણા કે કોયડા જેવી લાગતી હતી, તેમને વધારે સારી રીતે સમજવામાં વર્તમાન વિજ્ઞાને જે ફાળો આપ્યો છે, એના ઉદાહરણો અપાયા છે. આપણને આ વાતથી આશ્ચર્ય શા માટે થવું જોઈએ, જ્યારે કે આપણે જાણીએ છીએ કે ઈસ્લામ હંમેશા મઝહબ અને વિજ્ઞાનને જોડકા ભાઈઓ સમજતો આવ્યો છે ? ઈસ્લામે બિલ્કુલ શરૂઆતથી જ લોકોને વિજ્ઞાનના વિકાસ માટે આદેશ આપ્યો છે. આ ભાવનાના અમલના પરિણામે ઈસ્લામી સંસ્કૃતિના મહાન યુગ દરમ્યાન વિજ્ઞાને હરણફાળો ભરી હતી. અને રેનેસા (પંદરમી-સોળમી સદીની યુરોપી જાગૃતિ) પહેલાં ખુદ પશ્ચિમે તેનો લાભ લીધો હતો. વર્તમાન વિજ્ઞાનની જાણકારીએ કુર્આની આયતો પર જે પ્રકાશ નાખ્યો છે, તેના પરિણામે આસમાની કિતાબો અને વિજ્ઞાન વચ્ચેના મુકાબલામાં સમજુતિના એક શિખર પર પહોંચી જવાયું છે. કુર્આનની મજકુર આયતો અત્યાર

સુધી તેમની અર્થ તારવણીમાં મદદ કરી શકે એવા જ્ઞાનની ગેરહાજરીમાં એટલું બધું ધ્યાન આકર્ષતી ન હતી.

પશ્ચિમમાં ઈસ્લામના પ્રચલિત પ્રતિબિંબ અને સાચા ઈસ્લામ વચ્ચેનું વિશાળ અંતર મેં હવે જોઈ લીધું છે. પશ્ચિમમાં ખોટી રીતે સમજવામાં આવેલા આ મઝહબના અભ્યાસમાં પ્રગતિ કરવા માટે મને અરબી ભાષાનું શિક્ષણ બહુ જ જરૂરી લાગ્યું. મારૂં પહેલું ધ્યેય કુર્‌આનનું વાંચન કરવાનું અને એક વિવેચનાત્મક અભ્યાસ માટે જરૂરી એવી જુદી જુદી તફસીરોની મદદથી કુર્‌આનની દરેકે દરેક આયતનું એટલે વાક્યનું પૃથક્કરણ કરવાનું હતું. એ અભ્યાસ દરમ્યાન હું કુર્‌આનમાં અપાયેલી સંખ્યાબંધ કુદરતી અને વિજ્ઞાની બાબતોના વર્ણન તરફ ખાસ ધ્યાન આપવાનો હતો. એ બધા વર્ણનો એવી ચોકસાઈભરી વિગતોથી ભરપૂર હતા, જેમનો ખરો અર્થ માત્ર અસલ અરબીમાં જ જાણી શકાતો હતો. હું અહીં એ હકીકત જોઈને અત્યંત પ્રભાવિત થયો કે, એ બાબતો અને વિગતો વર્તમાન સમયના જ્ઞાન સાથે તો બરાબર સુસંગત હતી, પરંતુ હઝરત મુહમ્મદ (સલ.)ના સમયમાં રહેતા કોઈ માનવીને આ બધી વાતોની કોઈ કલ્પના સુદ્ધાં આવી શકતી ન હતી. એ પછી મેં કુર્‌આની લખાણની વૈજ્ઞાનિક બાજુ પર મુસ્લિમ લેખકોએ લખેલા કેટલાક પુસ્તકો વાંચી ગયો. એ પુસ્તકો મને કુર્‌આની લખાણ સમજવામાં અત્યંત મદદરૂપ પુરવાર થયા. પરંતુ પશ્ચિમમાં આ વિષય પર છણાવટ કરતું કોઈ પુસ્તક મને અત્યાર સુધી મળી શક્યું નથી.

## કુર્‌આન શરીફ અને વિજ્ઞાન વચ્ચે સુસંગતતા અને મળતાપણું :

કુર્‌આનના લખાણ અને તેની વર્તમાન વૈજ્ઞાનિક સત્યો સાથેની સંપૂર્ણ સુસંગતતા જ્યારે વાંચક સમક્ષ પહેલીવાર આવે છે, ત્યારે તે એમાં આવરી લેવાયેલા વિષયોના વિશાળ વૈવિધ્યથી પણ આશ્ચર્યચકિત થઈ જાય છે. એ વિષયોમાં સૃષ્ટિનું સર્જન, ખગોળશાસ્ત્ર (પૃથ્વીને લગતી કેટલીક બાબતોની સમજુતિ), પ્રાણી અને વનસ્પતિ સૃષ્ટિ, માનવ પ્રજોત્પતિ વગેરે વિષયો શામેલ છે. બાઈબલમાં આવા વિષયો અંગે પહાડ જેવી ભૂલો મળી શકે છે,

જ્યારે મને કુર્આનમાં આવી એક પણ ભૂલ જોવા મળી નથી.

આ બધું જોઈને મને મારી જાતને આ પ્રશ્ન પૂછવો પડ્યો હતો. જો કોઈ માનવી કુર્આનનો લેખક હોય, તો તેણે ઈસ્વીની સાતમી સદીમાં એવા સત્યો કેવી રીતે લખ્યા હશે, જે અત્યારે વર્તમાન વૈજ્ઞાનિક જ્ઞાન સાથે સંપૂર્ણપણે સુસંગત દેખાઈ રહ્યા છે ? આ વાતમાં હરગીજ કોઈ પણ પ્રકારની શંકા નથી કે, કુર્આનનું જે લખાણ અત્યારે આપણી પાસે છે, એ તેનું અસલ લખાણ જ છે. આ પુસ્તકના હવે પછીના પ્રકરણમાં હું આ બાબતની વિગતવાર છણાવટ કરીશે. કુર્આની લખાણમાં વૈજ્ઞાનિક બાબતોને લગતા અપાયેલા નિરીક્ષણોનો આખરે શું ઈન્સાની ખુલાસો હોઈ શકે છે ? મારા મંતવ્ય મુજબ આ વાતનો કોઈ પણ ઈન્સાની ખુલાસો નથી. આ વાત માટેનું કોઈ ચોક્કસ કારણ દેખાતું નથી કે ઈસ્વીની સાતમી સદીમાં અરબસ્તાનના દ્વિપકલ્પનો કોઈ પણ રહેવાસી એવા કેટલાક વિષયો અંગે વૈજ્ઞાનિક જ્ઞાન ધરાવતો હોય, જે આપણા પોતાના સમયથી પણ દસ સદી આગળ હોય.

કુર્આન ઈ.સ. ૬૨૨માં શરૂ થયેલા હિજરી સનની પહેલાના અને પછીના દસ-દસ વર્ષ એટલે અંદાજે વીસ વર્ષ દરમ્યાન નાઝિલ થયું હતું. આ એક સ્થાપિત સત્ય છે કે, એ એવો સમય હતો, જ્યારે સદીઓથી વિજ્ઞાને કોઈ પણ પ્રગતિ કરી ન હતી. ઈસ્લામી સંસ્કૃતિના વિકાસનો અને એના પરિણામરૂપ વૈજ્ઞાનિક પ્રગતિનો સમય કુર્આનનું નુઝુલ (કુર્આનનું વહી મારફત ઉતરવું) સંપૂર્ણ થઈ ગયા પછી જ શરૂ થયો હતો. આવી મઝહબી અને દુન્યવી માહિતીનું અજ્ઞાન જ મેં ઘણીવાર સાંભળેલા ચિત્ર-વિચિત્ર અભિપ્રાયો તરફ દોરી જાય છે. આવો એક અભિપ્રાય આ મુજબ છે કે, કુર્આનમાં જો વૈજ્ઞાનિક પ્રકારના આશ્ચર્યકારક કથનો મૌજૂદ છે, તો એનું કારણ એ હોઈ શકે છે કે, અરબ વિજ્ઞાનીઓ તેમના પોતાના સમયથી ઘણા આગળ હોય અને તેમની કામગીરીની હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર અસર પડી હોય. ઈસ્લામી ઈતિહાસ અંગે કંઈ પણ જાણનાર બધા માણસોને ખબર છે કે, અરબ જગતમાં સાંસ્કૃતિક

(તહઝીબી) અને વૈજ્ઞાનિક પ્રગતિનો જુવાળ જે સમયમાં આવ્યો હતો, એ મધ્યયુગનો હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પછી આરંભ થયો હતો. ઈસ્લામી ઈતિહાસથી જાણકાર માણસો આ કારણથી ઉપરોક્ત પ્રકારના અભિપ્રાયો પર ધ્યાન સુધ્ધાં દેતા નથી. આવા પ્રકારની ટીકાઓ ઘણી વાર નિશાનથી બહુ વેગળી હોય છે. એનું કારણ એ છે કે, કુર્આનમાં જે વૈજ્ઞાનિક સત્યોનો નિર્દેશ કરવામાં આવ્યો છે અથવા અત્યંત સ્પષ્ટ રીતે નોંધવામાં આવ્યા છે, એમાંથી મોટાભાગના સત્યોને માત્ર વર્તમાન સમયમાં જ સમર્થન મળ્યું છે.

## કુર્આન શ.નો મુખ્ય હેતુ અલ્લાહપાકની સર્વોચ્ચતા-સર્વોપરિતા :

કુર્આન બ્રહ્માંડ (કાઈનાત-Universe)નું નિયમન કરતા કેટલાક કાનૂનોની સમજુતી આપવાનો હેતુ ધરાવતું નથી. એ સંપૂર્ણપણે મઝહબી હેતુ ધરાવે છે. એમાં અલ્લાહપાકની સર્વોપરિતા અને સર્વોચ્ચ શક્તિના વર્ણનો છે. મુખ્યત્વે એ વર્ણનો માનવીને સૃષ્ટિના સર્જન અને કુદરતના કારનામાઓ અંગે વિચાર કરવા પ્રેરે છે. વર્ણનોની સાથે એવા સત્યોના ઉલ્લેખો છે, જેમનું માનવી નિરીક્ષણ કરી શકે છે. એમાં એ ખુદાપાક તરફથી અપાયેલા કાનૂનોની વ્યાખ્યાઓ છે. જે માનવ તેમજ કુદરતને લગતા બન્ને પ્રકારના વિજ્ઞાનોમાં બ્રહ્માંડના સર્વસત્તાધિક છે. આ વર્ણનોનો કેટલોક ભાગ તો આસાનીથી સમજમાં આવી જાય છે, પણ બાકીનો કેટલોક ભાગ સમજવા માટે સબંધિત વિષયનું જરૂરી વૈજ્ઞાનિક સ્થાન હોવું જરૂરી છે.

## ખ્રિસ્તી પાદરીઓ તરફથી વૈજ્ઞાનિકોની સતામણી-જોરજુલમ :

મઝહબ અને વિજ્ઞાન વચ્ચેનો સબંધ કોઈ પણ એક સમયે કે સ્થળે હંમેશા એકસરખો રહ્યો નથી. આ એક હકીકત છે કે, કોઈ પણ એકેશ્વરવાદી એટલે તૌહીદપરસ્ત મઝહબમાં વિજ્ઞાનને વખોડી કાઢતું કોઈ લખાણ મૌજુદ નથી. એ છતાં અમારી રીતે આ હકીકતનો સ્વીકાર કરવો જોઈએ કે, વિજ્ઞાનીઓને અમુક ધર્મોના મઝહબી સત્તાવાળાઓ સામે મોટી મુશ્કેલીઓ ઉઠાવવી પડી છે. ઈસાઈ જગતમાં ઘણી સદીઓ સુધી ધાર્મિક સત્તાવાળાઓ

વૈજ્ઞાનિક વિકાસનો વિરોધ કરતા રહ્યા હતા. તેઓ આ વિરોધ મુકદસ લખાણોના કોઈ આધાર પર નહીં, પરંતુ ખુદ પોતાની મુખત્યારીથી જ કરતા હતા. વિજ્ઞાનના વિકાસ માટે જે માણસો કામ કરતા હતા તેમની સામે ગિરજાઓએ કેવા કેવા પગલાં લીધા હતા એની આપણને બધાને ખબર છે. એ વિજ્ઞાનીઓ જો તેમના મંતવ્યો ન બદલે અને માફી ન માંગે તો જાહેરમાં આગમાં બાળી મૂકવામાં આવતા હતા.

આ સબંધે ગેલીલીઓનો દાખલો જાણીતો છે. તેણે કોપરનિક્સની એ શોધનું સમર્થન કર્યું હતું કે, સૂર્ય પૃથ્વીની આસપાસ નથી ફરતો, પણ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે. ગેલીલીઓ પર બાઈબલની ખોટી અર્થ તારવણીના પરિણામે કામ ચલાવવામાં આવ્યું હતું.

## વિજ્ઞાન વિશે ઈસ્લામી દૃષ્ટિકોણ :

ઈસ્લામ વિજ્ઞાન અંગે તદ્દન અલગ વલણ ધરાવતો હતો. ઈસ્લામનું આ વલણ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની આ વિખ્યાત હદીસ સૌથી વધુ સ્પષ્ટ કરી જાય છે કે, ‘‘જ્ઞાન પ્રાપ્ત કરવું દરેક મુસ્લિમ પુરૂષ અને સ્ત્રીની ફરજ છે.’’

આપણે આ વિભાગમાં આગળ ઉપર એક વધુ મહત્વપૂર્ણ સત્ય પણ જોઈશું. એ સત્ય એ છે કે, કુર્આન એક તરફ તો આપણને જ્ઞાન-વિજ્ઞાન મેળવવાનો આદેશ આપે છે, જ્યારે બીજી તરફ સાથે સાથે જ તેના પોતાનામાં કુદરતના ક્રમને લગતા સંખ્યાબંધ નિરીક્ષણો ધરાવે છે અને એવી વિગતો આપે છે, જે વર્તમાન વૈજ્ઞાનિક માહિતી સાથે સંપૂર્ણપણે સુસંગત છે. યહૂદી-ઈસાઈ મુકદસ લખાણોમાં આનો કોઈ નમૂનો મળતો નથી.

ઈસ્વીની આઠમી અને બારમી સદી દરમ્યાન ઈસ્લામ જ્યારે સિધ્ધિના સોપાનો સર કરી રહ્યો હતો, ત્યારે ઈસ્લામી વિદ્યાપીઠોમાં વિજ્ઞાનને લગતી સંખ્યાબંધ નવી શોધખોળો થઈ હતી તેમજ વિજ્ઞાની અભ્યાસો તથા નિરીક્ષણો થતા રહેતા હતા. એથી ઉલ્ટું એ સમયે ઈસાઈ જગતમાં વૈજ્ઞાનિક શોધખોળો પર સખત પ્રતિબંધો હતા.

**વિજ્ઞાનની પ્રગતિમાં મુસ્લિમોનો સિંહફાળો :**

ઈસ્લામી આલમની યુનિવર્સિટીઓમાં એ સમયની બધી સાંસ્કૃતિક સાધન સામગ્રીનો સંગ્રહ મળીજતો હતો. સ્પેનમાં કોર્ડોવા મુકામે આવેલી ખલીફાની લાયબ્રેરીમાં ચાર લાખ પુસ્તકો હતા. ઈબ્ને રૂશ્દ (Averroes) જેવા વિખ્યાત માણસો ત્યાં તાલીમ આપતા હતા. અને ત્યાં ગ્રીક, હિન્દી અને ઈરાની જ્ઞાન-વિજ્ઞાનનું શિક્ષણ અપાતું હતું. અત્યારે વિદ્યાર્થીઓ તેમની તાલીમને પરિપૂર્ણ કરવા અમેરિકા જાય છે, એવી રીતે એ સમયે પૂરા યુરોપના વિદ્વાનો અભ્યાસ માટે કોર્ડોવા જતા હતા.

પ્રાચીન સમયના મોટી સંખ્યાના હસ્તલિખિત પુસ્તકો અને દસ્તાવેજો સુશિક્ષિત અરબોને પ્રતાપે આપણાં સુધી પહોંચ્યા છે. અરબો જે દેશોમાં જીવતા હતા, તેની સંસ્કૃતિને જાળવી રાખી તેને આગળ વધારનારા વાહક બની જતા હતા. આપણે અરબી સંસ્કૃતિના મેથેમેટીક્સ (અલ્જેબ્રો અરબોની શોધ હતી) ખગોળ, ભૌતિક વિજ્ઞાન (Physics), ચક્ષુશાસ્ત્ર (Optics), ભૂસ્તરવિદ્યા (Geology), વનસ્પતિશાસ્ત્ર (Botany), તબીબવિદ્યા (Medicine) વગેરે માટે અરબી તહઝીબ (સંસ્કૃતિ)ના આભારી છીએ.

મધ્યયુગની ઈસ્લામી વિદ્યાપીઠોમાં વિજ્ઞાને પહેલી જ વાર આંતર-રાષ્ટ્રીય સ્વરૂપ અપનાવ્યું હતું. એ સમયે મુસલમાનોનાં અત્યારની સરખામણીમાં ઘણો વધારે મઝહબી જુસ્સો હતો. પરંતુ ઈસ્લામી આલમમાં આ વાતે તેઓને એકી સાથે મઝહબી અકીદતમંદ અને વિજ્ઞાની બનતા રોક્યા ન હતા. વિજ્ઞાન મઝહબનો જ જોડકો ભાઈ હતો અને તેનો આ સબંધ ક્યારેય ખતમ થવો ન જોઈએ.

**પાદરીઓના અત્યાચારની ઉલ્ટી અસર (રીએક્શન) : ખુદાપાકનો સંપૂર્ણ ઈન્કાર :**

બીજી તરફ ઈસાઈ જગત માટે મધ્યયુગ સંપૂર્ણપણે અંધશ્રધ્ધાનો અને ગુંગળામણનો સમય હતો. આ વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, યહૂદી ઈસાઈ મુકદ્દસ કિતાબોએ પોતે કોઈ વિજ્ઞાની વિકાસને સુસ્ત કરી દીધો ન

હતો, બલ્કે એ કામ પોતાને મઝહબના સેવકો તરીકે ગણાવતા ધર્મગુરૂઓએ કર્યું હતું. યુરોપમાં પંદરમી-સોળમી સદીમાં વિજ્ઞાનીઓની સૌથી પહેલી ઈચ્છા સ્વાભાવિક રીતે જ તેમના જુના દુશ્મનો પર વેર લેવાની હતી. આ વેર લેવાની કામગીરી અત્યારે પણ ચાલુ છે. પશ્ચિમમાં આજે પણ વિજ્ઞાની વર્તુળોમાં જે કોઈ માણસ ખુદાપાકનું નામ લે છે, તેને તરત જ એ વર્તુળમાંથી બાકાત કરી દેવામાં આવે છે. પશ્ચિમી યુનિવર્સિટીઓમાં તાલીમ લેતા બધા યુવાનોના માનસ પર આ વલણ અસર કરી જાય છે અને એ યુવાન વિદ્યાર્થી-ઓમાં મુસ્લિમો પણ શામેલ હોય છે.

કેટલાક અત્યંત નામાંકિત વિજ્ઞાનીઓએ જે અંતિમ પ્રકારની મનોદશા અપનાવી રાખી છે, એને જોતાં યુવાન વિદ્યાર્થીઓની વિચારસરણી ભાગ્યે જ અલગ પ્રકારની રહી શકે છે. મેડીસીન માટે નોબલ પ્રાઈઝ મેળવી ચૂકેલા વિજ્ઞાનીએ પોતાના વ્યાપક ફેલાવો ધરાવતા એક પુસ્તકમાં લોકોને આગ્રહપૂર્વક એમ સમજાવવા કોશિશ કરી છે કે, અમુક તત્વોમાંથી આકસ્મિક રીતે અને આપમેળે અતિ સુક્ષ્મ જીવસૃષ્ટિનું સર્જન થયું. એ પછી કેટલાક બાહ્ય સંજોગોને લીધે એ સુક્ષ્મ જીવસૃષ્ટિનો વિકાસ થતો ગયો અને છેવટમાં એનું પરિણામ માનવીના સર્જનમાં આવ્યું.

## જીવસૃષ્ટિના વિકાસનો અભ્યાસ ડાર્વિનના ઉત્ક્રાંતિવાદને સંપૂર્ણ રદ કરે છે :

ખરૂં કહો તો જીવન અને તેના સર્જન તથા વિકાસના ચમત્કારો અંગે વર્તમાન વિજ્ઞાને જે કંઈ માહિતી આપી છે, તે સમજદાર માણસને ઉપરોક્ત વિજ્ઞાનીએ બતાવી છે એથી ઉલ્ટી દિશા તરફ દોરી જઈ શકે છે. જીવસૃષ્ટિના વિકાસના એક પછી એક તબક્કાનો અભ્યાસ કરવામાં આવે તો ઉત્તરોત્તર વધુ અટપટી અને આંટીઘુંટીભરી કામગીરી જોવા મળશે. માણસ એની જેટલી વધારે વિગતો જાણતો જશે એટલો તે વધારે આશ્ચર્યમુગ્ધ થતો રહેશે. જીવનના સર્જન અને વિકાસની આ અદ્‌ભૂત ક્રિયા માત્ર ચાન્સથી એટલે આકસ્મિક રીતે અને આપમેળે અમલમાં આવી ગઈ હશે. એવી તેની

માન્યતા ઉત્તરોત્તર ઘટતી જઈને સંપૂર્ણપણે નાબૂદ થઈ જશે. માણસ જ્ઞાનના પથ પર જેમ જેમ આગળ વધતો જશે અને ખાસ કરીને અતિ સુક્ષ્મ અણુ-પરમાણુઓ તરફ આવતો જશે, તેમ તેમ તેના માનસમાં એવી માન્યતા મક્કમપણે સ્થાપિત થતી જશે કે, આ બધી સૃષ્ટિનો જરૂર કોઈ સર્જનહાર હોવો જોઈએ. આવા પ્રસંગે માણસમાં અત્યંત વિનમ્રતા આવી જવી જોઈએ. એના બદલે કેટલાક માણસોમાં અભિમાન પેદા થાય છે. એવા માણસો ખુદાને લગતી કોઈ પણ માન્યતાની એવી જ રીતે ઠેકડી ઉડાવે છે, જેવી રીતે તેઓ તેમની મોજમજા અને આનંદ વિલાસની આડે આવતી કોઈ પણ ચીજને કચડી નાખવા તૈયાર હોય છે. પશ્ચિમમાં અત્યારે જે ભૌતિકવાદી એટલે દુન્યાદારી સમાજનો વિકાસ થઈ રહ્યો છે, તેનું આ પ્રતિબિંબ છે.

વર્તમાન સમયના ઘણા બધા વિજ્ઞાનીઓના માનસમાં વિચારોની આવી ભેળસેળ થઈ ગઈ છે, તેને રોકવા માટે આખરે કઈ રૂહાની તાકતો એટલે કે આધ્યાત્મિક શક્તિઓ કામમાં લાવી શકાય છે ?

## વર્તમાન ભૌતિકવાદને પહોંચી વળવા યહુદી-ખ્રિસ્ત ધર્મના અસમર્થ હોવાની કબૂલાત :

યહૂદીયત અને ઈસાઈયત આ વાતનો ખુલ્લો ઈકરાર કરે છે કે, પશ્ચિમ પર અત્યારે જે ભૌતિકવાદની ભરતી અને નાસ્તિકવાદનું આક્રમણ ફેલાઈ રહેલ છે, એને પહોંચી વળવા માટે તેઓ અશક્ત છે. આ બંને મઝહબો સંપૂર્ણપણે વંચિત હતા એવા સમયે અચાનક તેમના પર આ ધસારો થવા પામ્યો હતો. સમય વિતવાની સાથે તેઓની આ બળોનો સામનો કરવાની શક્તિમાં ગંભીર ઘટાડો થતો જાય છે અને થોડા સમયમાં જ બધું ઘસડાઈ જવાનો ભય તેઓને સતાવી રહ્યો છે. સામાન્ય ભૌતિકવાદી નાસ્તિકની નજરે ઈસાઈયત બે હજાર વર્ષમાં માનવી મારફત ઘડાયેલી એક એવી પ્રથા છે, જે એક લઘુમતિ (પાદરીઓ)નું શાસન બીજા લોકો પર થોપી જાય છે. તેઓની નજરે ઈસાઈયત આથી વિશેષ કંઈ જ નથી. એ માણસને યહૂદી-ઈસાઈયતના લખાણોમાં એવી કોઈ વાત નજરે પડતી નથી, જે તેની પોતાની

કોઈ વાત સાથે દૂરનો પણ સબંધ ધરાવતી હોય. એ લખાણોમાં વર્તમાન વૈજ્ઞાનિક માહિતી સાથે એટલી બધી અશક્યતાઓ, અસંગતતાઓ અને વિરોધાભાસો ભરેલા છે કે, તે એ લખાણો પર વિચાર કરવાનો સુધ્ધાં ઈન્કાર કરી દે છે. બીજી તરફ ધર્મશાસ્ત્રીઓ એ જ લખાણોને એક અખંડ સંપૂર્ણ સત્ય તરીકે સ્વીકારવા માટે તેને આગ્રહ કરી રહ્યા છે.

આવા ભૌતિકવાદી નાસ્તિક પાસે જ્યારે ઈસ્લામનો ઉલ્લેખ કરવામાં આવે છે, ત્યારે તે જાણે પોતે ઈસ્લામ અંગે બધું જાણતો હોય એવા આત્મસંતોષ સાથે સ્મિત કરે છે. ખરૂં કહો તો તેનો એ આત્મસંતોષ તેની અજ્ઞાનતાની બરાબર છે. પશ્ચિમના બુધ્ધિવાદીઓની બહુમતિની જેમ તે પણ ઈસ્લામ અંગે તેના માનસમાં ખોટી માન્યતાઓનો સારા જેવો ભંડાર ધરાવે છે.

આ ભૌતિકવાદી નાસ્તિકને આવા સંજોગોમાં એક-બે બહાના કાઢવાની છૂટ જરૂર આપવી જોઈએ. અત્યારે કેથોલિક સત્તાવાળાઓની સર્વોચ્ચ સપાટી ઈસ્લામ અંગે અલબત્ત નવું વલણ અપનાવી રહી છે. પરંતુ એ અપવાદને બાદ કરતાં પૂરા પશ્ચિમમાં ઈસ્લામ હંમેશા મઝહબી, બદનક્ષી અને નાલેશીનો ભોગ બનતો આવ્યો છે. ઈસ્લામ અંગે ઉંડું જ્ઞાન પ્રાપ્ત કરી ચૂકેલા કોઈ પણ પશ્ચિમવાસીને ખાતરી થઈ જાય છે કે, ઈસ્લામ અંગે તેના અકીદાઓ, ધ્યેયો અને ઈતિહાસને કેટલી બધી હદ સુધી વિકૃત કરી દેવામાં આવ્યા છે. આ હકીકત પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે, ઈસ્લામના વિષય અંગે યુરોપી ભાષાઓમાં જે કંઈ સાહિત્ય પ્રગટ થયું છે, એમાં થોડાક અપવાદોને બાદ કરતાં અતિ મોટાભાગનું સાહિત્ય એવું છે, જે ઈસ્લામ અંગે સાચું જ્ઞાન મેળવવા ઈચ્છતા માણસનું કામ ભાગ્યે જ આસાન બનાવે છે. આ દૃષ્ટિથી જોતાં ઈસ્લામના મુકદસ લખાણનું એટલે કુર્આને કરીમનું જ્ઞાન મૂળભૂત મહત્વ ધરાવે છે.

આ વૈજ્ઞાનિક બાબતોએ, જે માત્ર કુર્આનમાં જોવામાં આવે છે, તેમણે મને શરૂઆતમાં બહુ આશ્ચર્યમાં નાંખી દીધો હતો. એ પહેલાં મને એવું

ક્યારેય બનવાજોગ લાગ્યું ન હતું કે, તેર સદીથી વધુ સમય પહેલાં સંપાદન કરાયેલી કિતાબમાં આટલા બધા વૈજ્ઞાનિક કથનો હશે. એ કથનો બેહદ જુદા જુદા પ્રકારના વિષયોને આવરી લેતા હશે અને એ બધાય કથનો વર્તમાન વૈજ્ઞાનિક માહિતી સાથે સંપૂર્ણપણે સુસંગત હશે.

## કુર્આન શ. બાઈબલની નકલ કરી તૈયાર કર્યું છે, તેનો જવાબ :

આ પુસ્તકના કુર્આનને લગતા આ ત્રીજા વિભાગના અંતમાં એક જ પ્રસંગને લગતા બાઈબલ અને કુર્આનના વર્ણનો વચ્ચેની સરખામણીના વિગતવાર પરિણામો આવ્યા છે. એ સાથે એ દરેક વર્ણન વૈજ્ઞાનિક વિવેચનની નજરે કેવું રહે છે એ પણ આપવામાં આવ્યું છે. દા.ત. સૃષ્ટિના સર્જન અને (હઝરત નૂહના) જળ પ્રલયની સમીક્ષા કરવામાં આવી છે. દરેક દાખલામાં બાઈબલના વર્ણનની વિજ્ઞાન સાથેની અસંગતતાઓ સ્પષ્ટ જોઈ શકાય છે. એ સાથે જ એ ઘટનાઓને લગતા કુર્આનના વર્ણનો અને વિજ્ઞાન વચ્ચે સમાનતા અને સુસંગતતા પણ જોઈ શકાય છે. આપણે એ બંને વર્ણનો વચ્ચેના તફાવતોને પણ જોઈશું, જે એક વર્ણનને વર્તમાન સમયમાં વૈજ્ઞાનિક દષ્ટિએ સ્વીકૃત અને બીજા વર્ણનને અસ્વીકૃત બતાવી જાય છે.

આ બધું વિવરણ બેહદ જરૂરી છે. કારણ કે પશ્ચિમ જગતમાં યહૂદીઓ, ઈસાઈઓ અને નાસ્તિકો કોઈ પણ પ્રકારના પુરાવા વગર જ એકી અવાજે એમ કહી રહ્યા છે કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) બાઈબલની નકલ કરીને પોતે કુર્આન શરીફ લખ્યું હતું અથવા લખાવ્યું હતું. એવો દાવો પણ કરવામાં આવે છે કે, કુર્આનમાં મઝહબી ઈતિહાસને લગતા જે કિસ્સા છે એ બાઈબલના કિસ્સાઓને જ ચાલુ રાખી જાય છે. આ વલણ તદ્દન અવિચારી છે અને એવા પ્રકારનું છે, જાણે કોઈ માણસ એમ કહે કે જિસસે તેમની તબ્લીગ દરમ્યાન જુના કરારમાંથી પ્રેરણા મેળવીને પોતના સમકાલિનોને મૂર્ખ બનાવ્યા હતા. આપણે અગાઉ જોઈ ગયા છીએ તે મુજબ મેથ્યુની પૂરી ઈન્જીલ જુના કરારના આ અનુસંધાન પર આધારિત છે. શું આ કારણથી તેઓ જિસસ (હઝ. ઈસા અલૈ.)ને ખુદાપાકના દૂત

તરીકેના તેમના દરજ્જાથી મહેરૂમ કરવાનો ખ્યાલ સુધ્ધાં કરી શકશે ? પરંતુ પશ્ચિમમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની તુલના મોટા ભાગે આવી રીતે જ કરવામાં આવે છે કે, તેમણે માત્ર બાઈબલની નકલ કરી છે. આ એક ઉતાવળીયો ચૂકાદો છે, અને એમાં એ સત્યને ધ્યાનમાં લેવામાં આવેલ નથી કે, કુર્આન અને બાઈબલ એક જ પ્રસંગના જુદા જુદા પ્રકારના વર્ણનો આપી જાય છે. પરંતુ પશ્ચિમવાસીઓ એ વર્ણનોને એક સરખો માને છે અને એથી એમાં વૈજ્ઞાનિક જ્ઞાનને વચ્ચે લાવવાની કોઈ જરૂરત જોતા નથી.

હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને કુર્આન શરીફના લેખક ગણાવી જતી માન્યતા ઉપરોક્ત વાતો તદન ખોટી પુરવાર કરી જાય છે. એક નિરક્ષર (ઉમ્મી) માનવી કેવી રીતે પૂરા અરબ સાહિત્યમાં, સાહિત્યીક ખૂબીઓની દૃષ્ટિએ સૌથી મહત્વપૂર્ણ લેખક બની શકે છે ? એવો માનવી કેવી રીતે વૈજ્ઞાનિક પ્રકારના એવા સત્યો જાહેર કરી શકે છે, જે સત્યોની એ સમયે બીજા કોઈ માણસને કલ્પના સુધ્ધાં હોઈ શકતી ન હતી ? અને એવો માણસ કેવી રીતે આટલા બધા વૈજ્ઞાનિક વિષયો પરની જાહેરાતો સ્હેજે ભૂલ વગર કરી શકે છે ?

આ પુસ્તકમાં વિચારોની ખીલવણી માત્ર વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુથી કરવામાં આવી છે. એ વિચારો આખરે એક તારવણી તરફ દોરી જાય છે. આ કલ્પનાની બહારની વાત છે કે, ઈસ્વીની સાતમી સદીમાં કોઈ માનવી વિવિધ વિષયો પર એવા નિવેદનો કરે, જે એ સમયને લાગુ પડતા ન હતા અને એ નિવેદનો ભવિષ્યમાં સદીઓ પછી જ જ્ઞાન-વિજ્ઞાનનો જે વિકાસ થનારો હતો, એની સાથે સંપૂર્ણપણે સુસંગત હતા. મારી નજરે કુર્આનનો કોઈ ઈન્સાની ખુલાસો નથી. (લેખક આ વાક્ય મારફત એમ કહેવા માંગે છે કે, કુર્આન શરીફ કોઈ માનવીનું લખેલું હોય એમ માની શકાતું નથી. અને એ માત્ર અલ્લાહપાકનું જ કલામ હોઈ શકે છે.)



## પૃથ્વી અને આકાશોનું સર્જન : બાઈબલના વર્ણન સાથે સમાનતા અને તફાવત :

જુના કરારમાં પૃથ્વી અને આકાશોના સર્જનનું એક સામટું વર્ણન છે. કુર્‌આન શરીફમાં આ બાબતને લગતું આવું સામટું અને ક્રમબધ્ધ વર્ણન નથી. એને બદલે પૂરા કુર્‌આનમાં સર્જનની કેટલીક વાતોને લગતી આયતો ઠેકઠેકાણે પથરાયેલી છે. એ આયતો સર્જનના એક પછી એક પ્રસંગો અંગે માહિતી આપી જાય છે. કુર્‌આન શરીફમાં જુદા જુદા સ્થળોએ આ પ્રસંગો અંગે વત્તી-ઓછી વિગતો આપવામાં આવી છે. કુર્‌આન શરીફમાં આ પ્રસંગોની કેવી રીતે રજૂઆત કરવામાં આવી છે એ સ્પષ્ટ રીતે જાણવા માટે આ વિષય અંગે કુર્‌આનની સંખ્યાબંધ સૂરતોમાં છૂટીછવાઈ પથરાયેલી વિગતોને એકી સાથે કરવી જરૂરી છે.

કુર્‌આન શરીફમાં સર્જનના વિષય અંગે સંખ્યાબંધ સ્થળોએ છૂટુંછવાયું વર્ણન કરવામાં આવ્યું છે. કુર્‌આન શરીફની આ પધ્ધતિ માત્ર સર્જનના વિષય પૂરતી મર્યાદિત નથી. કુર્‌આન શરીફમાં ઘણા મહત્વના વિષયોની પણ આવી રીતે જ રજૂઆત કરવામાં આવી છે. આ વિષયોમાં પૃથ્વી કે નભોમંડળ (Celestial)ને લગતી દશ્યમાન એટલે નિરખી શકાતી બાબતો તેમજ માનવવિજ્ઞાનના પ્રશ્નોનો સમાવેશ થઈ જાય છે. એ બધા વિષયોને લગતી બધી આયતોની છણાવટ કરવાનો અત્રે પ્રયાસ કરવામાં આવશે.

## સર્જનની છ અવધિઓ (Periods) :

પૃથ્વી અને આકાશોના છ દિવસમાં થયેલા સર્જનને લગતા બાઈબલના વર્ણનમાં કોઈ પણ પ્રકારની અસ્પષ્ટતા નથી. એ છ દિવસ પછી ખુદાપાકે એક દિવસ આરામ લીધો હતો. યહૂદીઓ શનિવારે રજા પાળે છે. હિબ્રુ ભાષામાં શનિવારને સાબાથ (Sabbath) કહેવાય છે, જેનો શબ્દાર્થ "આરામ કરવો" થાય છે. સર્જનના છ દિવસો અને એ પછીનો આરામનો એક દિવસ અઠવાડિયાના સાત દિવસની બરાબર છે. આ પુસ્તકના અગાઉના પ્રકરણોમાં બતાવવામાં આવ્યું છે કે, આ પ્રકારનું વર્ણન ઈસ્વીસન પૂર્વેની

છઠ્ઠી સદીના ધર્મગુરૂઓનો હેતુ સિધ્ધ કરવા માટે ઉપયોગી હતું. એ હેતુ લોકોમાં શનિવારે આરામ પળાવવાનો તેમજ એ દિવસે ખાસ બંદગીઓ મારફત પોતાનું મહત્વ વધારવાનો હતો. બધા યહૂદીઓએ શનિવારે આરામ કરવાનો હતો. કારણ કે ખુદ ખુદાપાકે અઠવાડિયાના છ દિવસ મહેનત કરીને સાતમા દિવસે આરામ કર્યો હતો.

કુર્આન શ.ના મોટાભાગના તરજમાઓ બતાવી જાય છે કે, સર્જનની પ્રક્રિયા બાઈબલના વર્ણનની જેમ જ કુર્આની વહીમાં પણ છ દિવસની બતાવવામાં આવી છે. આપણે આમાં ભાષાંતરકારોનો ખાસ વાંક કાઢી શકતા નથી. કારણ કે તેઓએ આ માટે વપરાયેલા અરબી શબ્દ ''યૌમ''નો સૌથી વધુ પ્રચલિત અર્થ કર્યો છે. કુર્આનમાં આ મુજબની એક આયત છે.

إِنَّ رَبَّكُمُ اللَّهُ الَّذِي خَلَقَ السَّمٰوٰتِ وَالْأَرْضَ فِي سِتَّةِ أَيَّامٍ

કુર્આન શરીફના મોટાભાગના તરજમાઓમાં આ આયતનો આ મુજબનો તરજમો જોવા મળે છે : ''(તમારો પરવરદિગાર) તે જ છે, જેણે આકાશો અને પૃથ્વીને છ દિવસમાં બનાવ્યા.'' *(સૂ.૫૪, આયત-૬)*

કુર્આન શરીફના એવા બહુ જ ઓછા તરજમાકારો અને તફસીરકારો છે, જેઓ એમ બતાવી જાય છે કે, 'દિવસો' (અય્યામ) શબ્દને અહીં 'અવધિ' (પિરીયડસ)ના અર્થમાં લેવાનો છે.

## એક દિવસનો અર્થ સમયની લાંબી અવધિ છે :

''યૌમ'' શબ્દનો સૌથી પ્રચલિત અર્થ ''દિવસ'' થાય છે. પરંતુ આ વાત ભારપૂર્વક કહેવી જરૂરી છે કે, તેનો અર્થ બે સૂર્યાસ્ત વચ્ચેના સમયથી વિશેષ પણ થાય છે. બહુવચન ''અય્યામ''નો અર્થ માત્ર ''દિવસો'' થતો નથી, પણ ''સમયની લાંબી લંબાઈ'' એટલે સમયની અચોક્કસ (પણ હંમેશા લાંબી) અવધિ પણ થાય છે. ''યૌમ'' શબ્દમાં ''દિવસ'' ઉપરાંત ''સમયની અવધિ''નો અર્થ રહેલો છે. અને એ અર્થ કુર્આનમાં કેટલાક ઠેકાણે બતાવવામાં આવ્યો છે :

فِيْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗۤ اَلْفَ سَنَةٍ مِّمَّا تَعُدُّوْنَ ۝

"એ સમયની અવધિમાં (યૌમમાં), જેનું માપ તમારી ગણતરી મુજબ એક હજાર વર્ષનું છે." *(સૂ.૩૨, આયત-૫)*

આ આયતની અગાઉની આયતમાં સર્જન છ અવધિમાં થયાનો પણ ઉલ્લેખ છે :

"યૌમ"નો "દિવસ"ને બદલે "સમયની અવધિ" બતાવતી એક વધુ આયત આ મુજબ છે :

فِيْ يَوْمٍ كَانَ مِقْدَارُهٗ خَمْسِيْنَ اَلْفَ سَنَةٍ ۝

"સમયની એક એવી અવધિ (યૌમ)માં, જેનું માપ પચાસ હજાર વર્ષનું છે." *(૭૦-૫)*

ઉપલી આયતો બતાવી જાય છે કે, "યૌમ" શબ્દનો અર્થ આપણે "દિવસ" શબ્દ મારફત જેટલો સમય માનીએ છીએ એનાથી તદ્દન અલગ જ સમય મર્યાદા કે લંબાઈ થાય છે. કુર્આન શરીફના બિલ્કુલ શરૂઆતના તફસીરકારોના ધ્યાનમાં અલબત્ત આ હકીકત આવી હતી. પરંતુ તેમની પાસે એ સમયે એ જ્ઞાન ન હતું, જે જ્ઞાન અત્યારે આપણી પાસે બ્રહ્માંડની રચનાના (Formation of the Universe) તબક્કાઓ અંગે છે. દા.ત. ઈસ્વીની સોળમી સદીમાં અબૂસ્સુઉદે એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે, કુર્આનમાં સર્જન અંગે સમયના જે વિભાગો બતાવવામાં આવ્યા છે, તેમનો અર્થ આપણા "દિવસો" જેવો થતો નથી, પરંતુ પ્રસંગો કે ઘટનાઓ (અરબી શબ્દ નવબહ) થવો જોઈએ.

આ ઉપરથી એમ કહી શકાય છે કે, પૃથ્વીના સર્જન અંગે કુર્આન "સમયની લાંબી અવધિ"ઓનો ઉલ્લેખ કરે છે. જેમની સંખ્યા છ જેટલી છે. બ્રહ્માંડની રચના તરફ દોરી જતી પ્રક્રિયાના તબક્કાઓની સંખ્યા છ હતી. એ હકીકત આધુનિક વિજ્ઞાન હજી સુધી સ્થાપિત કરી શક્યું નથી. પરંતુ વિજ્ઞાન એટલું જરૂર પુરવાર કરી ગયું છે કે, એ બધા તબક્કાઓ

સમયની અતિ લાંબી અવધિ પર પથરાયેલા હતા અને એ અતિ લાંબી અવધિની આપણા દિવસ સાથે સરખામણી તદન અસંગત છે.

## બ્રહ્માંડ (કાયનાત) અને વિશ્વોની રચના :

કુર્આન શરીફ એ આયતોમાં બ્રહ્માંડની રચના પાછળ રહેલી મૂળભૂત પ્રક્રિયાનો ટૂંકસાર આપી જાય છે.

اَوَلَمْ يَرَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّ السَّمٰوٰتِ وَالْاَرْضَ كَانَتَا رَتْقًا فَفَتَقْنٰهُمَا ؕ
وَجَعَلْنَا مِنَ الْمَآءِ كُلَّ شَيْءٍ حَيٍّ ؕ اَفَلَا يُؤْمِنُوْنَ ○

“શું આ કાફિરો જોતા નથી કે, આસમાનો અને પૃથ્વી (શરૂઆતમાં) એકબીજા સાથે જોડાયેલા હતા. એ પછી તેમને ખોલી દીધા. અને અમે દરેક જીવંત વસ્તુને પાણીમાંથી બહાર કાઢી (પેદા કરી), શું તેઓ એ પછી (પણ) માનશે નહીં ?” *(૨૧-૩૦)*

આવી બીજી આયત સૂરએ હા-મિમ-સિજદહની છે. જેનો અગાઉ ઉલ્લેખ આવી ગયો છે. હઝ. મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને અલ્લાહ તઆલા પૃથ્વીના સર્જનના વિષય તરફ ધ્યાન આપતા કહે છે અને પછી ફરમાવે છે :

ثُمَّ اسْتَوٰٓى اِلَى السَّمَآءِ وَهِيَ دُخَانٌ فَقَالَ لَهَا وَلِلْاَرْضِ

“એ ઉપરાંત આસમાન તરફ વળ્યો, જ્યારે એ ધુમાડો હતો અને એને તથા પૃથ્વીને કહ્યું કે...” *(૪૧-૧૧)*

જળમાંથી જીવનના થયેલા ઉદ્‌ભવના વિષયની આપણે આગળ ઉપર ચર્ચા કરીશું અને એ સમયે આપણે કુર્આન શરીફમાં જીવશાસ્ત્રને લગતા ઉઠાવાયેલા બીજા પ્રશ્નોનું પણ નિરીક્ષણ કરીશું. અત્યારે અહીં આ બે મુખ્ય મુદ્દાઓ યાદ કરવા જરૂરી છે :

(૧) ઉપરોક્ત આયતમાં બતાવવામાં આવ્યું છે કે, બ્રહ્માંડ સૌથી પહેલા વાયુ સ્વરૂપમાં હતું. જેમાં કેટલાક સુક્ષ્મ કણો શામેલ હતા. આ

આયતોમાં અરબી શબ્દ ‘‘દુખાન’’ શબ્દ આવે છે. જેનો અર્થ ‘‘ધુમાડો’’ થાય છે. હવે ધુમાડો મુખ્યત્વે વાયુનો બનેલો હોય છે. પણ એમાં વત્તા-ઓછા પ્રમાણમાં પદાર્થના કેટલાક કણો સ્થિર વિલંબિત સ્થિતિમાં શામેલ હોય છે. અને એ કણો ઉષ્ણતામાનમાં વધારો કે ઘટાડો થતાં ઘન અથવા પ્રવાહી સ્વરૂપ ગ્રહણ કરી શકે છે.

(૨) આ આયતો એમ પણ બતાવી જાય છે કે, આસમાનો અને પૃથ્વી જેમાંથી બન્યા એ બધા પદાર્થનો જથ્થો શરૂઆતમાં એક જ હતો અને મજબૂતિથી જોડાયેલો હતો. અને પછી આકાશો અને પૃથ્વીને અલગ (ફત્ક) પાડવામાં આવ્યા હતા. આ વાત જાણવી જરૂરી છે કે, અરબીમાં ‘‘ફત્ક’’ કોઈ પણ ચીજને તોડવાની, અલગ પાડવાની અને વિભાજન કરવાની ક્રિયાને કહેવામાં આવે છે. જ્યારે ‘‘રત્ક’’ જુદી જુદી ચીજો કે તત્વોને ભેગા કરવાની, જોડવાની, સમિશ્રણ કરવાની અને સંયોજન કરવાની ક્રિયાને કહેવામાં આવે છે.

**સંખ્યાબંધ (સાત) વિશ્વોનું અસ્તિત્વ :**

પદાર્થના એક જ સમૂહની (એટલે વાયુના એક જ વિરાટ ગોળાની) જુદા જુદા ભાગોમાં વહેંચણીનો ઉલ્લેખ કુર્આનમાં સંખ્યાબંધ વિશ્વોના અસ્તિત્વનો નિર્દેશ કરી જતી બીજી કેટલીક આયતોમાં પણ જોવા મળે છે. દા.ત. કુર્આન શરીફની પહેલી સૂરહની શરૂઆતમાં અલ્લાહ તઆલાના વખાણ પછીની પહેલી જ આયતમાં છે :

‘‘બેહદ કૃપાળુ, દયાળુ અલ્લાહપાકના નામથી (શરૂ કરૂં છું). બધા વખાણ અલ્લાહપાકના માટે જ છે, જે બધા વિશ્વોનો પરવરદિગાર છે.’’

કુર્આને કરીમમાં ‘‘આલમીન’’ શબ્દ ડઝનબંધ જગ્યાએ વપરાયો છે. એનો અર્થ ‘વિશ્વો’, ‘જગતો’, ‘સૃષ્ટિઓ’ વગેરે થાય છે. (આપણી પૃથ્વી પણ એક જગત કે વિશ્વ છે.) એવી જ રીતે ‘‘સમાવાત’’ એટલે કે ‘‘આસમાનો’’ કે ‘‘આકાશો’’ શબ્દ પણ બહુવચનમાં જ વપરાયો છે. આ શબ્દ બહુવચનમાં જ વપરાવાનું કારણ આસમાનોની વધુ સંખ્યા છે તેમજ

સાત (૭) તરીકેની તેમની પ્રતીક કે રૂપક તરીકેની સંખ્યા પણ છે.

કુર્આન શરીફમાં આ ૭ની સંખ્યા (સબ્અ) ૨૪ ઠેકાણે વાપરવામાં આવી છે અને જુદા જુદા સ્થળોએ તે જુદી જુદી સંખ્યાનો નિર્દેશ કરી જાય છે. કેટલીક જગ્યાએ તેનો અર્થ ''ઘણો બધો'' કે ''સંખ્યાબંધ'' થાય છે. અલબત્ત, આવી જગ્યાએ ''સાત''ના શબ્દને આ અર્થમાં ક્યા ચોક્કસ કારણસર વાપરવામાં આવ્યો છે એની આપણને ખબર નથી. ગ્રીકો અને રોમનો પણ જ્યાં કોઈ ચોક્કસ સંખ્યા બતાવવાની ન હોય એવી અચોક્કસ સંખ્યા બતાવવા માટે સાતના આંકડાનો ઉપયોગ કરતા હતા. કુર્આનમાં સાતનો આંકડો ખુદ આસમાનોના ઉલ્લેખ માટે વપરાયો છે. સાતનો એક જ આંકડો એવો છે, જેનો અર્થ ''આસમાનો'' કરી શકાય છે. કુર્આનમાં ''આસમાનોના સાત માર્ગો''નો પણ એકવાર ઉલ્લેખ આવે છે.

હવે આપણે આને લગતી થોડી આયતો જોઈ લઈએ...

هُوَ الَّذِىۡ خَلَقَ لَـكُمۡ مَّا فِى الۡاَرۡضِ جَمِيۡعًا ۚ ثُمَّ اسۡتَوٰۤى اِلَى السَّمَآءِ
فَسَوّٰٮهُنَّ سَبۡعَ سَمٰوٰتٍ ‌ؕ وَهُوَ بِكُلِّ شَىۡءٍ عَلِيۡمٌ

''એ એ જ (ખુદાપાક) છે, જેણે તમારા માટે ધરતી પર જે કંઈ છે એ બધી ચીજો પેદા કરી. એ ઉપરાંત તે આકાશ તરફ વળ્યો અને તેમને સાત આકાશ બનાવ્યા. અને તે દરેક વસ્તુથી સંપૂર્ણ માહિતગાર છે.'' *(૨-૨૯)*

وَلَقَدۡ خَلَقۡنَا فَوۡقَكُمۡ سَبۡعَ طَرَآٮِٕقَ ‌ۖ وَمَا كُنَّا عَنِ الۡخَـلۡقِ غٰفِلِيۡنَ

''અને અમે તમારા ઉપર સાત માર્ગો બનાવ્યા છે, અમે (અમારા) સર્જન પ્રત્યે કદી પણ ગાફિલ રહ્યા નથી.'' *(૨૩-૧૭)*

الَّذِىۡ خَلَقَ سَبۡعَ سَمٰوٰتٍ طِبَاقًا ‌ؕ مَا تَرٰى فِىۡ خَلۡقِ الرَّحۡمٰنِ مِنۡ تَفٰوُتٍ‌ ؕ
فَارۡجِعِ الۡبَصَرَ ۙ هَلۡ تَرٰى مِنۡ فُطُوۡرٍ ○

''એ એ જ (અલ્લાહપાક) છે, જેણે એકબીજા ઉપર સાત આસમાન બનાવ્યા. તું કૃપાળુ (અલ્લાહપાક)ના સર્જનમાં કોઈ ખામી જોઈશ નહીં.

ફરીથી નજર કર, શું તને કોઈ ખામી દેખાય છે ?'' *(૬૭-૩)*

اَلَمۡ تَرَوۡا كَيۡفَ خَلَقَ اللّٰهُ سَبۡعَ سَمٰوٰتٍ طِبَاقًا ۙ وَّجَعَلَ الۡقَمَرَ فِيۡهِنَّ نُوۡرًا وَّجَعَلَ الشَّمۡسَ سِرَاجًا

''શું તમે જોયું કે, અલ્લાહ તઆલાએ કેવી રીતે સાત આસમાનોને એકબીજાની ઉપર બનાવ્યા ? અને એમાં ચંદ્રને પ્રકાશ અને સૂર્યને દીપક બનાવ્યા ?'' *(૭૧-૧૫/૧૬)*

## સૂર્ય અને ચંદ્ર દરમ્યાન શાબ્દિક ફર્ક તેમનો વાસ્તવિક ફર્ક બતાવે છે :

અહીં આ હકીકત ધ્યાનમાં રાખવી જરૂરી છે કે, બાઈબલમાં ચંદ્ર અને સૂર્ય બંનેને ''પ્રકાશ'' કહેવામાં આવ્યા છે. જ્યારે કુર્આનમાં તેમના માટે અલગ અલગ વર્ણનકર્તા નામો અપાયા છે. કુર્આનમાં ચંદ્ર માટે ''નૂર'' એટલે ''પ્રકાશ કે પ્રકાશિત વસ્તુ''નો શબ્દ વપરાયો છે. જ્યારે સૂર્ય માટે ''સિરાજ'' એટલે દીવો, દીપક, દીપ કે ચિરાગ શબ્દ વપરાયો છે. અને એનો અર્થ ''પ્રકાશ ઉત્પન્ન કરતો દીપક'' થાય છે. સૂર્ય માટે વપરાયેલા બીજા શબ્દોનું વિવરણ હવે પછી આવશે.

وَّبَنَيۡنَا فَوۡقَكُمۡ سَبۡعًا شِدَادًا ۙ وَّجَعَلۡنَا سِرَاجًا وَّهَّاجًا ۙ

''અમે તમારા ઉપર સાત મજબૂત (આસમાન) બનાવ્યા અને એમાં ભડકા કાઢતો એક દીપક મૂક્યો.'' *(૭૮-૧૨/૧૩)*

આ ''ભડકા કાઢતો દીપક'' અલબત્ત સૂર્ય છે.

કુર્આનના બધા તફસીરકારો ઉપરોક્ત બધી આયતો અંગે સંમત છે. આ આયતો બતાવી જાય છે કે, સાત શબ્દનો અર્થ સાત થતો નથી, બલ્કે તે એક પ્રકારના બહુવચનના અર્થમાં વાપરવામાં આવ્યો છે.

આ આયતો એમ પણ બતાવી જાય છે કે, બ્રહ્માંડમાં ઘણા બધા આસમાનો અને પૃથ્વીઓ છે. આ કારણથી કુર્આનના વાંચકને એ જોઈને જરૂર આશ્ચર્ય થશે કે, બ્રહ્માંડમાં આપણી પૃથ્વી જેવી બીજી પૃથ્વીઓનું

અસ્તિત્વ પણ હોઈ શકે છે. ખગોળશાસ્ત્ર આ સત્યનો સ્વીકાર કરી ચૂક્યું છે. જો કે તેની ચકાસણી આપણા સમય દરમ્યાન હજી સુધી થઈ શકી નથી.

**પૃથ્વીથી લઈ આકાશ સુધીમાં સર્જનના ત્રણ જૂથ :**

વીસમી સદીના વાચકને કુર્આન શરીફમાં એક બીજી વસ્તુ જોઈને પણ આશ્ચર્ય થશે. કુર્આન શરીફમાં કેટલીક આયતો એવી છે, જેમાં અલ્લાહ તઆલાએ સર્જેલી વસ્તુઓના આ મુજબના ત્રણ જુથ બતાવવામાં આવ્યા છે : (૧) આસમાનોની અંદરની વસ્તુઓ (૨) પૃથ્વી ઉપરની વસ્તુઓ (૩) આસમાનો અને પૃથ્વી વચ્ચેની વસ્તુઓ.

અહીં એમાંથી કેટલીક આયતો રજૂ કરવામાં આવે છે :

لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ وَمَا بَيْنَهُمَا وَمَا تَحْتَ الثَّرٰى ○

"જે કંઈ આસમાનોમાં છે. અને જે કંઈ પૃથ્વીમાં છે. અને જે કંઈ તેમની વચ્ચે છે. અને જે કંઈ (પૃથ્વીના) પેટાળમાં છે, સૌ તેની જ મિલ્કત છે." *(૨૦-૬)*

الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ ۚ اَلرَّحْمٰنُ فَسْئَلْ بِهٖ خَبِيْرًا ○

"જેણે આસમાનોને અને પૃથ્વીને અને જે કંઈ તેમની વચ્ચે છે તેમને છ અવધિમાં બનાવ્યા." *(૨૫-૫૯)*

اَللّٰهُ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ ؕ مَا لَكُمْ مِّنْ دُوْنِهٖ مِنْ وَّلِيٍّ وَّلَا شَفِيْعٍ ؕ اَفَلَا تَتَذَكَّرُوْنَ ○

"એ અલ્લાહપાક જ છે, જેણે આસમાનોને અને પૃથ્વીને અને જે કંઈ તેમની વચ્ચે છે, તેમને છ અવધિમાં બનાવ્યા." *(૩૨-૩૮)*

وَلَقَدْ خَلَقْنَا السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ۖ وَّمَا مَسَّنَا مِنْ لُّغُوْبٍ ○

"અમે આસમાનોને અને પૃથ્વીને અને તેમની વચ્ચે જે કંઈ છે, તેમને છ અવધિમાં બનાવ્યા અને અમને કોઈ થાક લાગ્યો નહીં." *(૫૦-૩૮)*

આ આયતમાં એમ પણ કહેવામાં આવ્યું છે કે, અલ્લાહપાકને આ બધું સર્જન કરવાની કામગીરીનો જરા પણ થાક લાગ્યો ન હતો. આપણે આ પુસ્તકના પહેલા ભાગમાં જોઈ ગયા એ મુજબ બાઈબલમાં એનું વર્ણન છે કે, ખુદાપાકે છ દિવસમાં સર્જન કર્યું અને પછી સાતમા દિવસે આરામ કર્યો. કુર્આનની ઉપરોક્ત આયત એમ કહી જાય છે કે, અલ્લાહપાકને આરામની કોઈ જરૂરત નથી. કારણ કે તેને સર્જનની કામગીરીનો સ્હેજે થાક લાગ્યો ન હતો. આ આયત દેખીતી રીતે જ બાઈબલના વર્ણનને રદીયો અને પ્રત્યુત્તર આપી જાય છે.

હવે આપણે ફરી અસલ વિષય પર આવીએ. ''આસમાનો અને પૃથ્વી વચ્ચે જે કંઈ છે'' એમનો ઉલ્લેખ ઉપરોક્ત ચાર આયતો ઉપરાંત કુર્આને કરીમની આ મુજબની આયતોમાં પણ જોવા મળે છે.

અંબિયા : ૨૧-૧૬, દુખાન : ૪૪-૭ અને ૩૮, નબા : ૭૮-૩૭, હિજર : ૧૫-૮૫, અહકાફ : ૪૬-૩ અને ઝખરૂફ : ૪૩-૮૫.

કુર્આનમાં આવી રીતે આસમાનોની બહારની અને પૃથ્વીની બહારની વસ્તુઓના સર્જનનો કેટલીક જગ્યા ઉપર ઉલ્લેખ કરાયો છે. આ ઉલ્લેખ એવો છે, જેનો ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે. આ આયતોનો અર્થ સમજવા માટે આપણે તદન અદ્યતન વૈજ્ઞાનિક શોધખોળો તરફ ધ્યાન આપવું જોઈએ, જે અવકાશમાં દૂર દૂર સુધી ફેલાયેલી નિહારિકાઓ (તારામંડળો) વચ્ચે આવેલા અવકાશી પદાર્થોના અસ્તિત્વને પુરવાર કરી જાય છે. આનો અર્થ એ થાય છે કે, બ્રહ્માંડ (કાએનાત)ના સર્જન અંગે આધુનિક વિજ્ઞાને સ્થાપિત કરેલા સત્યોનું આપણે નિરીક્ષણ કરી જવું જરૂરી છે. આ સત્યોનો આરંભ તદન સાદી વાતોથી થાય છે. અને પછી આગળ વધતાં એ વાતો અત્યંત અટપટી બની જાય છે. હવે પછીના લખાણમાં એ બધી વાતો અંગે વિવરણ કરવામાં આવશે.

આ સંપૂર્ણપણે વૈજ્ઞાનિક બાબતોને હાથ ધરતાં પહેલાં કુર્આને આપણને સર્જન અંગે જે માહિતી આપી છે એના પર ફરીથી એક નજર ફેરવવી

જરૂરી છે. અત્યાર સુધી હવાલો અપાયેલી આયતો અનુસાર સર્જનના એ મુખ્ય મુદાઓ નીચે મુજબ છે :

- સર્જન માટે એકંદરે છ અવધિનું અસ્તિત્વ.
- આસમાનો અને પૃથ્વીના સર્જનના તબક્કાઓનું પરસ્પર સંકળાયેલા રહેવું.
- બ્રહ્માંડનું સર્જન પદાર્થના એક એવા વિરાટ સમૂહમાંથી થવું, જેની આગળ જતાં વહેંચણી કે ટુકડા થઈ જાય છે.
- આસમાનો અને પૃથ્વીઓની સંખ્યા ઘણી બધી હોવી.
- આસમાનો અને પૃથ્વી વચ્ચે વચગાળાના સર્જનનું અસ્તિત્વ.

સર્જનને લગતા કુર્આનના વર્ણનો જે પ્રશ્નો ઉભા કરી જાય એ બધાનો વર્તમાન વિજ્ઞાન અલબત્ત હજી સુધી સંપૂર્ણપણે જવાબ આપી શક્યું નથી. એ છતાં કુર્આનના વર્ણનો અને બ્રહ્માંડની રચનાને લગતા વર્તમાન જ્ઞાન વચ્ચે કોઈ પણ પ્રકારનો વિરોધાભાસ જોવા મળ્યો નથી. અહીં આ વાત પણ ધ્યાનમાં રાખવાની છે કે, આ જ પ્રસંગો અંગે જુના કરારમાં જે વર્ણનો અપાયા છે, તેમનો વૈજ્ઞાનિક દષ્ટિએ સ્વીકાર કરી શકાતો નથી.

સર્જન અંગે બાઈબલના વર્ણનો અને કુર્આને આપેલી માહિતી વચ્ચે જે જબરો તફાવત રહેલો છે, એ તરફ વધુ એક વાર ધ્યાન દોરવું જરૂરી લાગે છે. કારણ કે છેક ઈસ્લામના આરંભકાળથી જ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર એવા આક્ષેપો કરાતા રહ્યા છે કે, આપે બાઈબલના વર્ણનોની નકલ કરી છે. સર્જનના વિષયને લાગેવળગે છે ત્યાં સુધી આ આક્ષેપો તદ્દન બિનપાયાદાર છે. ચૌદ સદી પહેલાના એક ઈન્સાને બાઈબલના એ સમયના વર્ણનમાં વિશાળ પાયા પરના આવા બધા સુધારા કેવી રીતે કર્યા હશે કે, જેથી વૈજ્ઞાનિક દષ્ટિએ ખોટા વર્ણનો ખતમ થઈ જાય ? અને એવા વૈજ્ઞાનિક કથનો કરવામાં આવે, જેમની ચકાસણી વિજ્ઞાનીઓ હજી વર્તમાન સમયમાં કરી શક્યા છે ? હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ બાઈબલની નકલ કરી હોવાની ધારણા

તદ્દન ખોટી છે. કુર્આને કરીમમાં સર્જનને લગતા અપાયેલા વર્ણનો બાઈબલના વર્ણનોથી બિલ્કુલ અલગ પડી જાય છે.

## ❋ કુર્આન શરીફમાં ખગોળ ❋

કુર્આન શરીફ આસમાનને લગતા ઉલ્લેખોથી ભરપૂર છે. સર્જનને લગતા આ પહેલાના પ્રકરણમાં આપણે જોઈ ગયા છીએ કે, કુર્આનમાં આસમાનો અને પૃથ્વીઓની પુષ્કળતાનો તેમજ તેમની વચ્ચે આપણે જેને વચગાળાનું સર્જન કહીએ છીએ તેનો કેવી રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વર્તમાન વિજ્ઞાને આસમાનો અને પૃથ્વી વચ્ચે આંતરનિહારિકા પદાર્થોનું અસ્તિત્વ હોવાના કુર્આની ઉલ્લેખને સમર્થન આપ્યું છે. સર્જનને લગતી આયતો આપણને આસમાનોમાં એટલે કે પૃથ્વીની બહાર કઈ ચીજો રહેલી છે એની વિશાળ રૂપરેખા આપી જાય છે.

કુર્આન શરીફમાં ખાસ કરીને સર્જન સાથે સબંધ ધરાવતી આયતો ઉપરાંત ખગોળની વિવિધ બાબતો અંગે માહિતી આપતી ચાલીસ જેટલી આયતો છે. સર્જનને લગતી આયતોમાં જે વિગતો અપાઈછે, એમાં આ બીજી આયતો ઉમેરો કરી જાય છે. એમાંથી કેટલીક આયતોમાં એ મહાન સર્જનહારની, જે બધી નિહારિકાઓના અને ગ્રહમાળાઓના તંત્રોનો રચનાર છે, તેની માત્ર પ્રશસ્તિ એટલે પ્રશંસા કરી જાય છે. આપણે જાણીએ છીએ એ મુજબ આ બધા તંત્રોને પરસ્પર અત્યંત સમતુલા સાથે ગોઠવવામાં આવ્યા છે. ન્યુટને પદાર્થોના પરસ્પર આકર્ષણના તેના વિખ્યાત કાનૂનમાં સમજાવેલ છે એ કાનૂન અનુસાર આ બધા તંત્રો તેમની નિશ્ચિત જગાઓ પર રહે છે.

આ પ્રકરણમાં શરૂઆતમાં જે કેટલીક કુર્આની આયતો ટાંકવામાં આવી છે, એમાં વૈજ્ઞાનિક પૃથક્કરણ માટે ભાગ્યે જ કોઈ સામગ્રી છે. આ આયતો ખુદાપાકની સર્વોપરિતા તરફ માત્ર ધ્યાન દોરવા માટે ટાંકવામાં આવીછે. એ છતાં એ આયતો કુર્આન ચૌદ સદી પહેલાં બ્રહ્માંડના તંત્રનું વાસ્તવદર્શી વર્ણન આપી જાય છે. અને એ દૃષ્ટિએ પણ તેમનો ઉલ્લેખ જરૂરી છે.

આ ઉલ્લેખો ખુદાઈ વહીની એક નવી હકીકત પણ રજૂ કરી જાય છે. જગતમાં તંત્રના વિષયને જુના કરારમાં કે ઈન્જીલોમાં ભાગ્યે જ હાથ ધરવામાં આવ્યો છે. અને એમાં જે થોડાક ખ્યાલો દર્શાવાયા છે, એ કેટલી બધી હદ સુધી ખોટા છે. એની છણાવટ આ પુસ્તકમાં અગાઉ થઈ ચૂકી છે. પરંતુ કુર્આન આ વિષયનો ઉંડાણ સાથે ઉલ્લેખ કરે છે. કુર્આન આ સબંધે જે કંઈ કહે છે, એ તો મહત્વનું છે જ, પરંતુ સાથે સાથે જ તે જે કંઈ નથી કહેતું એ પણ એટલું જ મહત્વનું છે. કુર્આન શરીફ નાઝિલ થયું એ સમયે એટલે કે ચૌદ સદી પહેલાં આસમાની આલમની રચના અંગે જે થિયરીઓ પ્રચલિત અને વ્યાપક હતી અને જે થિયરીઓને પાછળથી વિજ્ઞાને ખોટી ઠેરવી હતી, એમનો કોઈ પણ ઉલ્લેખ કુર્આન શરીફમાં જોવા નહીં મળે. આ બાબતને લગતા દાખલા આ પુસ્તકમાં આગળ ઉપર આપવામાં આવશે. કુર્આન શરીફમાં જે બાબતોનો ઉલ્લેખ નથી, તેમને પણ ધ્યાનમાં રાખવી જરૂરી છે.

કેટલાક માણસો કુર્આન માનવસર્જિત છે એમ પુરવાર કરવા માટે ભારે જહેમત કરીને દૂર દૂરથી દલીલો ખેંચી લાવે છે. તેઓ કહે છે કે, "કુર્આનમાં જો ખગોળને લગતા કેટલાક આશ્ચર્યકારક પ્રશ્નો મૌજૂદ છે, તો એનું કારણ એ છે કે, અરબો આ વિષયમાં બહુ જ પારંગત હતા." તેઓ આવી દલીલ કરતી વખતે આ સત્યને ભૂલી જાય છે કે, કુર્આન શરીફ નાઝિલ થયાના કેટલાક સમય પછી જ મુસ્લિમ દેશોમાં વિજ્ઞાનનો વિકાસ થયો હતો. એ ઉપરાંત ઈસ્લામના સુવર્ણકાળમાં જે કંઈ વૈજ્ઞાનિક શોધખોળો થઈ હતી, તે કોઈ પણ માણસને એટલી બધી જાણકારી આપી જતી ન હતી કે તે કુર્આનની વૈજ્ઞાનિક વિગતો ધરાવતી કેટલીક આયાતોનું લેખન કરી શકે. આ બાબતની વધુ છણાવટ હવે પછીના લખાણમાં આવશે.

## ❋ આકાશને લગતા સામાન્ય વિચારો ❋

أَفَلَمْ يَنظُرُوٓا۟ إِلَى ٱلسَّمَآءِ فَوْقَهُمْ كَيْفَ بَنَيْنَٰهَا وَزَيَّنَّٰهَا وَمَا لَهَا مِن فُرُوجٍ ○

"શું તેઓ પોતાના પરનું આકાશ જોતા નથી કે, અમે તેને કેવી રીતે

બનાવ્યું અને શણગાર્યું અને એમાં કોઈ ચીરા નથી.'' *(૫૦-૬)*

خَلَقَ السَّمٰوٰتِ بِغَيۡرِ عَمَدٍ تَرَوۡنَهَا

''(ખુદાપાકે) આસમાનોને કોઈ પણ થાંભલા વગર બનાવ્યા, જેને તમે જોઈ શકો.'' *(૩૧-૧૦)*

اَللّٰهُ الَّذِىۡ رَفَعَ السَّمٰوٰتِ بِغَيۡرِ عَمَدٍ تَرَوۡنَهَا ثُمَّ اسۡتَوٰى
عَلَى الۡعَرۡشِ وَسَخَّرَ الشَّمۡسَ وَالۡقَمَرَ ؕ

''એ અલ્લાહપાક જ છે, જેણે આસમાનોને એવા કોઈ થાંભલાઓ વગર ઉઠાવ્યા જેને તમે જોઈ શકો. એ પછી તેણે પોતાને અર્શ (તખ્ત) પર મજબૂતીથી સ્થાપિત કર્યો અને તેણે સૂર્ય અને ચંદ્રને કામે લગાડી દીધા.'' *(૧૩-૨)*

હવે પછીની બે આયતો એવી માન્યતાને રદીયો આપી જાય છે કે, આસમાનોનો ગુંબદ થાંભલાઓના ટેકા પર રહેલો છે. અને એ થાંભલાઓ આસમાનોને પૃથ્વી પર પડી જતાં રોકી દે છે.

وَالسَّمَآءَ رَفَعَهَا

''અને તેણે જ આકાશને ઉંચું કર્યું.'' *(૫૫-૭)*

وَيُمۡسِكُ السَّمَآءَ اَنۡ تَقَعَ عَلَى الۡاَرۡضِ اِلَّا بِاِذۡنِهٖ ؕ

''ખુદાપાકે આકાશને પૃથ્વી પર પડતાં રોકી દીધું. સિવાય કે તેનો હુકમ હોય.'' *(૨૨-૬૫)*

ખગોળના બધા અભ્યાસીઓ આ સત્યથી જાણકાર છે કે, આસમાની પદાર્થો એકબીજાથી અત્યંત દૂરના અંતરો પર આવેલા હોવાથી તેમજ તેમના દરેક પદાર્થના પ્રમાણસર રહેલા જથ્થાથી પૂરા બ્રહ્માંડની સમતુલા જળવાઈ રહી છે. આ પદાર્થો એકબીજાથી જેટલા વધુ દૂરના અંતરે હશે, એટલા જ ઓછા પ્રમાણમાં તેઓ એકબીજા તરફ આકર્ષાશે. એટલે કે એકબીજાને પોતાની તરફ ખેચશે. આ પદાર્થો એકબીજાથી જેટલા વધુ નજીક હશે એટલું જ તેઓનું પરસ્પર આકર્ષણ અને ખેંચાણ વધારે હશે. (આ આકર્ષણ

કે ખેંચાણને ગુરૂત્વાકર્ષણ તરીકે ઓળખવામાં આવે છે. દરેક નાના-મોટા પદાર્થમાં વત્તુ-ઓછુ ગુરૂત્વાકર્ષણ રહેલું છે.)

આ ખેંચાણ કે આકર્ષણનો સૌથી મોટો દાર્શનિક પુરાવો ચંદ્ર છે. જે પૃથ્વીથી (ખગોળની દૃષ્ટિએ જોતાં) બહુ નજીક (સવા બે લાખ માઈલ) આવેલો છે. તેના ખેંચાણની અસર ખાસ કરીને સમુદ્રના પાણી પર દેખાય છે. કારણ કે એને લીધે સમુદ્રમાં ભરતી આવે છે. જો એ આસમાની પદાર્થો આવી અસર હેઠળ એકબીજાથી નજીક આવી જાય, તો બંને વચ્ચે અથડામણ થવી અનિવાર્ય છે. પરંતુ આવી અથડામણો થતી નથી એનો અર્થ એવો થાય છે કે, તેઓ બધા કોઈ સુવ્યવસ્થિત તંત્રને આધિન છે.

ખુદાઈ તંત્ર સમક્ષ આસમાનોની આધિનતાનો એટલે તાબેદારીનો કુર્આનમાં વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દાખલા તરીકે :

قُلْ مَنْ رَّبُّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ○

“અય નબી ! કહો કે સાત આસમાનોનો માલિક કોણ છે. અને વિરાટ અર્શનો માલિક કોણ છે ?” *(૨૩-૮૬)*

وَسَخَّرَ لَكُمْ مَّا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ جَمِيْعًا مِّنْهُ ؕ
اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ○

“અને જે કંઈ આસમાનોમાં છે અને પૃથ્વી ઉપર છે એ બધું (અલ્લાહ પાકે) તમારા આધિન (તાબે) બનાવ્યું. ચોક્કસ એમાં વિચારશીલ માણસો માટે નિશાનીઓ છે.” *(૪૫-૧૩)*

اَلشَّمْسُ وَالْقَمَرُ بِحُسْبَانٍ ۝

“સૂર્ય અને ચંદ્ર હિસાબથી (આધિન) છે.” *(૫૫-૫)*

وَجَعَلَ الَّيْلَ سَكَنًا وَّالشَّمْسَ وَالْقَمَرَ حُسْبَانًا ؕ

“....(ખુદાપાકે) રાત્રિને આરામ માટે બનાવી અને સૂર્ય તથા ચંદ્રને ગણતરી માટે બનાવ્યા.” *(૬-૯૬)*

وَسَخَّرَ لَكُمُ الشَّمْسَ وَالْقَمَرَ دَآئِبَيْنِ ۚ وَسَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ ۝

"(અલ્લાહપાકે) તમારા માટે સૂર્ય અને ચંદ્રને આધિન બનાવ્યા (અને) તેઓ બંને ચોકસાઈ સાથે તેમના માર્ગો પર ફરતા રહે છે. અને તેણે તમારા માટે રાત અને દિવસને આધિન બનાવ્યા." *(૧૪-૩૩)*

અહીં એક આયત બીજી આયતને પૂરી કરે છે. એટલે કે એક આયતમાં જે વિગતો અપાઈ છે, એમાં બીજી આયત ઉમેરો કરી જાય છે. એક આયતમાં હિસાબનો ઉલ્લેખ છે. આ હિસાબને પરિણામે આસમાની પદાર્થો તેમના માર્ગો પર નિયમિતપણે ફરતા હોવાનો અને ગણતરીમાં કામ આવતા હોવાનો ઉલ્લેખ બીજી આયતમાં છે. ત્રીજી આયતમાં આ ક્રિયા સાથે "દાઈબ" શબ્દ વપરાયો છે. જે એક ક્રિયાપદનું વર્તમાન કુદંત (**Past Participle**) છે. એ તે ક્રિયાપદનો અર્થ "કોઈ પણ કામ આતુરતા અને કાળજી સાથે કરવું" થાય છે. અહીં એને "નિશ્ચિત નિયમો મુજબ ખંત અને કાળજી સાથે પોતાને કામે લગાડવાના" અર્થમાં વાપરવામાં આવેલ છે.

وَالْقَمَرَ قَدَّرْنٰهُ مَنَازِلَ حَتّٰى عَادَ كَالْعُرْجُوْنِ الْقَدِيْمِ ۝

"અને અમે ચંદ્ર માટે એટલે સુધી મંઝિલો નક્કી કરી આપી છે કે તે ખજુરીની પુરાણી ચિમળાયેલી ડાળ જેવો (પાતળો) થઈને ફરી નીકળી આવે છે." *(૩૬-૩૯)*

ખજુરીની ડાળખી જ્યારે સૂકાઈ જાય છે, ત્યારે તેમાં વળાંક આવી જાય છે. અને તે બીજના ચંદ્રના (હિલાલ) આકારની થઈ જાય છે. એનો ઉપરોક્ત આયતમાં ઉલ્લેખ છે. આ વિષય પર આગળ ઉપર વધુ વિવરણ કરવામાં આવશે.

وَسَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ ۙ وَالشَّمْسَ وَالْقَمَرَ ؕ وَالنُّجُوْمُ مُسَخَّرٰتٌۢ بِاَمْرِهٖ ؕ
اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ۝

"(ખુદાપાકે) તમારા માટે રાત અને દિવસને તથા સૂર્ય અને ચંદ્રને

